નહેરુ બાલ-પુસ્તકાલય

# આનંદ ને અજવાળાંની વાતો


મૂળ લેખક

**મનોજ દાસ**

ચિત્રકાર

**મારિયો**

અનુવાદક

**મૂળશંકર મ. ભટ્ટ**






નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા



ISBN 81-237-2077-7

પહેલી આવૃત્તિ 1970 (*શક 1892*)
બીજી આવૃત્તિ 1991 (*શક 1912*)
પુનર્મુદ્રણ 1997 (*શક 1918*)

Story of Light and Delight (*Gujarati*)
**રૂ. 7.50**
પ્રકાશક : નિયામક, નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા,
એ-5, ગ્રીન પાર્ક, નવી દિલ્હી-110 016



## 1. રાજા અને ખિસકોલી

એક રાજા હતો. તેની તોલે આવે એવું આખા રાજ્યમાં કોઈ નથી એ વાતનું એને ઘણું અભિમાન હતું. તે જુવાન, વિદ્વાન, બળવાન ને બહાદુર હતો. પણ આ બધા ગુણો ઉપરાંત તેની પાસે અઢળક સંપત્તિ હતી.

એક દિવસ તે પોતાના બાદશાહી બગીચામાં ફરતો હતો. તેની સાથે તેનો ઘરડો ને શાણો પ્રધાન પણ હતો. રાજાએ પ્રધાનને કહ્યું, "પ્રધાનજી! આખા રાજ્યમાં કોઈની મગદૂર નથી કે મારી સામે આવીને પોતાની બડાઈ હાંકે. એ કંઈ ઓછા આનંદની વાત છે?"

આ ડાહ્યો પ્રધાન મોટે ભાગે તો રાજાની વાતોમાં હાએ હા જ ભણતો. પણ આ વખતે તે મૂંગો રહ્યો. હસ્યો પણ નહીં.



રાજાને ખૂબ નવાઈ લાગી. "પ્રધાનજી, કેમ કંઈ બોલતા નથી?" તેણે પૂછ્યું.

પ્રધાન હસ્યો ને બોલ્યો, "મહારાજ, તમે પૂછો છો ત્યારે ખરું કહું? તમારી સામે આવીને કોઈ બડાઈ ન મારે એવું ખાતરીથી કહી ન શકાય. તમે બહુ મોટા છો, એ વાત ખરી. પણ એ વાત બધાયને સાચી જ લાગે એવું ન બને. દરેક જણ પોતપોતાના મનમાં પોતાને મોટો માને છે. કોઈ વાર એવું ય જોવા મળે છે કે એકાદ મામૂલી માણસ પણ પોતાને શૂરાનો સરદાર માને છે. વળી બધાયને તમારા પરાક્રમની જાણ ન પણ હોય. આવો કોઈક તમારી સામે આવીને પોતાની મોટાઈ બતાવવા માંડે તો નવાઈ નહીં. પણ એવે વખતે આપણે તો તેની વાતને ગણકારવી જ નહિ. એની વાત સાંભળીને આપણા મનમાં નાહકની અશાંતિ થાય, તેવું શું કામ કરવું?"

પ્રધાન આ વાત કરતો હતો, તે વખતે જ એક નાની ખિસકોલી દૂરથી કૂદતી કૂદતી પાસે આવીને એક આરસના થાંભલા પર ચડી ગઈ. તેણે પોતાના આગળના બે પગના પંજામાં એક સોનામહોર રાખી હતી. રાજા તથા પ્રધાનની નજર તેના પર પડી.





રાજાને ભારે ગમ્મત પડી. રાજાને હસતો જોઈને ખિસકોલી ગાવા લાગી :

મારી પાસે ધનના ઢગ, ને
રાજાજી તો ખાલીખમ!
જુઓ, બિચારા દુખિયા કેવા
બારે બળતા રે' હરદમ.

આ સાંભળી રાજાનો એકદમ મિજાજ ગયો ને તે ખિસકોલી તરફ ધસ્યો. પ્રધાન રાજાને વારે તે પહેલાં તો ખિસકોલી ત્યાંથી ભાગી. પણ પેલો સિક્કો નીચે પડી ગયો. રાજાએ તરત જ તે ઊંચકીને પોતાના ખિસ્સામાં મૂક્યો, ને પ્રધાન તરફ ગર્વભરી નજરે જોયું. તે હસ્યો પણ પ્રધાન મૂંગો રહ્યો.

તે દિવસે સાંજે રાજા અને તેનો પ્રધાન પડોશી દેશના એલચીઓની સાથે કેટલીએક અગત્યની મંત્રણા કરતા હતા, ત્યાં એકાએક તેમના કાન ઉપર ખિસકોલીનું ગાન અથડાયું :

રાજા નિજ સંપતતણું રાખે છે અભિમાન,
સાંભળજો સૌ, ભૂપ એ મુજ ધનથી ધનવાન.

આ સાંભળીને રાજાનું લોહી તપી ગયું. તેના ક્રોધનો પારો ચઢી ગયો. પણ તેની પડખે મોટા મોટા મહેમાનો બેઠા હતા, એટલે તે ગમ ખાઈ ગયો. પેલી ખિસકોલી તો એક થાંભલેથી બીજે થાંભલે ઠેકતી ઠેકતી ઉપરની કડી વારંવાર ગાતી હતી. પેલા એલચીઓ પણ આ સાંભળતા હતા. પણ તેમનાથી તો કંઈ બોલાય પણ નહીં ને હસાય પણ નહીં. રાજાને માઠું લાગી જાય ને?

મહેમાનો બધા પોતપોતાને ઉતારે ગયા. પછી રાજાએ પેલી નાલાયક ખિસકોલીની શોધ કરવા માંડી. પણ તે ક્યાં ય ન મળી. રાજા તો ગુસ્સામાં આકુળવ્યાકુળ થઈ ગયો હતો. આખી રાત તેને ઊંઘ ન આવી.

રાજાનો એક નિયમ હતો કે રોજ સવારે ઊઠીને તે ગરીબગુરબાંઓને દાન આપતો. આજે તે દાન આપવા બેઠો ત્યાં પેલી ખિસકોલી દરવાજા પાસે દેખાઈ. તે ગાવા લાગી:

થૈ મોટા દાનેશરી આપે સૌને દાન;
પણ મારી થેલી થકી ખાટે છે એ માન.

રાજાએ એ ખિસકોલીને પકડી લાવવાનો હુકમ કર્યો. પણ ખિસકોલી કંઈ એમ હાથ આવે? રાજાને પોતાનો ક્રોધ કાબૂમાં રાખ્યા સિવાય છૂટકો નહોતો.

થોડા કલાક પછી રાજા જમવા બેસતો હતો, ત્યાં વળી પેલી ખિસકોલી બારીમાં ડોકાઈ. તે ગાવા લાગી:

રાજાને મન ભાવે
એવા મેવા આવે;
મારે નાણે રાજા માણે
વાહ ભૈ! લોકો શું જાણે?

રાજાને આ સાંભળીને એટલો કાળ ચડ્યો કે તેને ગળે કોળિયો ન ઊતરે. તેના નોકરો ખિસકોલીને પકડવા આમતેમ દોડી વળ્યા. પણ તે ક્યાં ય હાથ ન આવી.

તે જ દિવસે રાજા વાળુ કરવા બેઠો. ખાવાની શરૂઆત કરતો હતો, ત્યાં વળી કોણ જાણે ક્યાંથી પેલી ખિસકોલી આવી ચડી ને સવારે ભોજન વખતે જે ગાણું ગાયું હતું તે જ પાછું ગાવા લાગી.



રાજાને તો હવે ક્રોધ પણ ચઢયો ને મૂંઝવણ પણ થઈ. રાજાએ ખિસ્સામાંથી પેલો સિક્કો કાઢીને ખિસકોલી તરફ ફેંકયો. ખિસકોલીએ એ સિક્કો તરત જ ઉપાડી લીધો. પણ જતાં જતાં ગાવા લાગી:

હું ખિસકોલી કેવી જબરી, બોલો મારી જય!
પોકારીને દુનિયાભરને કહું છું, થૈ નિર્ભય:
મારા બળથી ડરી જઈને ભૂપે માફી માગી
સામે ચાલી સંપત મારી મુજને પાછી આપી.

રાજા ભાન ભૂલીને ખિસકોલી પાછળ દોડયો, પણ તે તો કયાં ય અદશ્ય થઈ ગઈ. તે રાતે રાજાને ઊંઘ ન આવી. તેના કાન પર પેલી ખિસકોલીના જ શબ્દો અથડાયા કરતા હતા. ને તેના માથા પર જાણે તેનો અવાજ ઘૂમ્યા કરતો હતો.

સવારે ઊઠીને રાજાએ પ્રધાનને કહ્યું, "આજે આખી રાત વિચાર કર્યા પછી મેં નક્કી કર્યું છે કે મારા રાજ્યના લશ્કરના બધા સૈનિકોને હુકમ કરવો કે આખા રાજ્યમાં જેટલી ખિસકોલીઓ હોય, તે બધીને વીણીવીણીને મારી નાખવી. એ સિવાય હવે બીજો કોઈ રસ્તો નથી."

પ્રધાને શાંતિથી જવાબ આપ્યો, "મહારાજાધિરાજ, તમને ખૂબ ક્રોધ ચડ્યો છે તે હું જાણું છું. પણ આપણા રાજ્યની બધી ખિસકોલીઓનો નાશ કરવાનું શક્ય બનશે કે કેમ તેની ખાતરી નથી. આપણા રાજ્યનાં ખેતરોમાં, ગાઢ જંગલોમાં, ઊંચા ઊંચા પર્વતોનાં શિખરો ઉપર લાખો ને કરોડો ખિસકોલીઓ હશે. વળી પડખેનાં રાજ્યોમાંથી આપણા રાજ્યમાં ખિસકોલીને આવવું હોય તો તે માટે તેને પરવાનાની પણ જરૂર પડતી નથી. એટલે પારકા મુલકમાંથી પણ કેટલી ય ખિસકોલીઓ અહીં પેસી જવાની. આપણું લશ્કર આમ તો બહાદુરીમાં ને લડવાની કળામાં અજોડ છે. પણ ખિસકોલીઓ સામે જંગે ચડવામાં તેમને કેટલી બધી હીણપત લાગે? અને એમાં ય પાછા ખિસકોલીઓનું નિકંદન કાઢવામાં તેમને સફળતા ન મળે તો તો વળી તેમને મરવા જેવું થાય. વળી જે ખિસકોલી આપને આટલું બધું પજવી રહી છે, તે જ ખિસકોલી લશ્કરના પંજામાંથી છટકી જાય, તો તો આપણી બધી મહેનત ધૂળધાણી થઈ જાય. અને લોકો આપણને શું કહે? હવે પછીના ઇતિહાસકારો તમારા વિષે શું લખે? આવતી પેઢીના વિદ્યાર્થીઓ ઇતિહાસનું પુસ્તક વાંચે તેમાં એવું લખેલું હોય, 'પહેલાંના વખતમાં એક રાજા હતો. તેણે ખિસકોલીઓની સામે લડવા માટે મોટું લશ્કર મોકલ્યું."





"તો પછી મારે કરવું શું?" રાજાએ અકળાઈને હાથ પછાડીને કહ્યું.

"નામદાર, કંઈ કરવું નહિ એ જ કરવાનું. એ વાત કાન પર લેવી જ નહિ. એ ખિસકોલી પહેલી વાર બગીચામાં તમારી પાસે આવીને ગાવા લાગી ત્યારે જ તમે તેના તરફ ધ્યાન ન આપ્યું હોત અથવા તો જ્યારે તે પોતાની બડાઈ હાંકવા લાગી ત્યારે જરા ય ગુસ્સે થયા વગર આંખ આડા કાન કરીને બેસી રહ્યા હોત તો તમને આટલો ઉશ્કેરાટ ન થાત. પણ ભૂલ્યા ત્યાંથી ફરી ગણવું, એ જ સાચો ઉપાય છે."

થોડી વાર પછી પાછી પેલી ખિસકોલી આવી ને "હું ખિસકોલી કેવી જબરી?" વાળું ગાણું ગાવા લાગી. રાજા એમ ને એમ બેસી રહ્યો. થોડી વારે હસ્યો ને પછી બોલ્યો :

બગાસું મરઘી કેરું ભવ્ય સાગરથી વધે<br>
વિસ્તારે જેમ, તે રીતે ખિસકોલી બળવંતી એ<br>
સંપત્તિ, બુદ્ધિચાતુર્યે, રાજા કે મહારાજને<br>
આસાનીથી કરે મ્હાત — કોણ એ નવ જાણતું?

ખિસકોલી આ સાંભળીને ભોંઠી પડી ગઈ. તેણે રાજા તરફ આશ્ચર્યથી જોયું. પછી કંઈ પણ બોલ્યા વગર ચાલી ગઈ. ફરી કદી તે દેખાઈ નહિ.






## 2. કાનમાં કહેવાની વાત

ઘણાં વરસો પહેલાંની વાત છે. એક નાના ગામડામાં બે છોકરા રહેતા હતા: રઘુ અને રાજુ. બન્ને ઉમ્મરમાં સરખા હતા અને નિશાળમાં સાથે જ ભણતા હતા.

રઘુ પ્રામાણિક અને મહેનતુ હતો. તેનાં માબાપ અને શિક્ષકો આ છોકરા માટે અભિમાન લેતાં. પણ રાજુનું આથી ઊલટું જ હતું. તે આમ ચાલાક હતો. પણ અપ્રામાણિક હતો. પરીક્ષા વખતે તે છેતરપિંડી કરતો; બીજા છોકરાઓના જવાબોમાંથી છાનુંમાનું ઉતારી લેતો. તેને ફક્ત પોતાની જ પડી હતી. બીજાની સાથે મીઠી મીઠી વાતો કરે, ખોટું ખોટું હસે, ને પોતાનું કામ કાઢી લે.

રાજુને રઘુ દીઠો ય ,ન ગમે. કારણ કે રઘુ તેને મદદ કરવાની ના પાડતો. કોઈને છેતરવામાં કે કોઈનું ચોરી લેવામાં રાજુ રઘુને મદદ કરવાનું કહે ત્યારે રઘુ કહેતો, "સારા કામમાં હું તારી પડખે ઊભો રહું, પણ ખોટા કામમાં તારી સાથે હું જરા ય નહીં ભળું."

ભણતર પૂરું કરીને રાજુ એક મોટા શહેરમાં રહેવા ગયો. રઘુ તો પોતાના નાનકડા ગામમાં જ સાદાઈથી જિંદગી ગાળવા લાગ્યો. તેના બાપ તરફથી વારસામાં તેને થોડાં વીઘાં જમીન મળી હતી, તેમાં તે ખેતી કરતો. આખું ગામ તેને ઓળખે એટલું જ નહીં પણ તેને ખૂબ ચાહતું પણ હતું.

વરસો વીતી ગયાં. રઘુ ને રાજુને એકબીજાને મળવાનું બનતું નહીં. એવો કોઈ પ્રસંગ જ ઊભો ન થયો. પણ એક વાર રઘુને કાને વાત આવી કે રાજુની હોશિયારીથી અંજાઈ જઈ રાજાએ તેને રાજ્યનો દીવાન નીમ્યો છે. આ વાત સાંભળીને રઘુને આનંદ ન થયો. રાજુ નાનપણમાં અપ્રામાણિક હતો તે રઘુ જાણતો હતો. પણ તેણે વિચાર્યું કે હશે, જે વાત સાથે લેવાદેવા નહીં, તેની ચિંતા શું કરવી?

એક વાર એવું થયું કે રઘુના ગામમાં મોટો ઉત્સવ હતો. તે માટેની સાધનસામગ્રી ખરીદવા રઘુને શહેરમાં જવાનું થયું. તે ખરે બપોરે શહેરમાં પહોંચ્યો. તડકો પણ ખૂબ પડતો હતો. રઘુ થાકયો પણ હતો ને તરસ્યો પણ થયો હતો. સામે એક મોટા મહેલ જેવું મકાન જોઈને તે અંદર ગયો અને નોકર પાસે પાણી માગ્યું. તે જ વખતે એ મહેલનો માલિક તેની સામે દેખાયો. રઘુને જોતાં જ તે માલિક બોલી ઊઠયો, "અરે રઘુ, તું અહીં શું કરે છે?" રઘુ તો રાજુને ઓળખી જ ન શકયો. તેણે ભપકાબંધ કપડાં પહેર્યાં હતાં. તે ડગલું ભરે ત્યાં તો તેનો રેશમી ઝભ્ભો જમીન પર ઝોલાં ખાવા માંડતો. સૂર્યના પ્રકાશમાં તેના ગળામાંનો સોનાનો હાર તથા આંગળીઓ પરની હીરાની વીંટીઓ ચળકાટ મારતી હતી. સોનારૂપાના તારવાળો સાફો અને તેની વચ્ચે હીરો જડેલી કલગી ઝગારા મારતાં હતાં. વળી રાજુ શરીરમાં પણ સારી રીતે ભરેલો ને કોઠી જેવો ગોળમટોળ થઈ ગયો હતો.

રઘુ રાજુને ઓળખી ગયો. તેણે રામરામ કર્યાં. પણ રાજુએ સામે રામરામ કરવાને બદલે જાણે ભિખારી સામે જોતો હોય તેમ બોલવા માંડયું, "રઘુ, કેવો ચીંથરેહાલ છે તું? માગણ જેવો લાગે છે. મને એમ લાગે છે કે અહીં સુધી તું ટાંટિયા ઘસતો આવ્યો હશે. તારી પાસે ઘોડો તો ન હોય, પણ એકાદ ખચ્ચર પણ મળ્યું નહીં? તું આ મને જો. કેવો લાગું છું! રાજા જેવો, ખરું ને? મારો આ પોશાક જો, આ મારો મહેલ જો. અરે ખુદ દેવોને પણ મારી અદેખાઈ આવે છે. આવડત, અક્કલ વાપરીને હું આ ઊંચી પદવીએ પહોંચ્યો છું. તું રહ્યો સાવ ગામડિયો, અક્કલનો ઓથમીર! એક ખચ્ચર રાખવાની ય ત્રેવડ નથી."

"હું ગરીબ ગામડિયો હઈશ," રઘુએ જવાબ આપ્યો, "પણ મારા મનથી હું પૂરો સુખી છું. તને ખબર તો છે કે હું અક્કલ વગરનો નથી. જો મેં ધાર્યું હોત તો તારી જેમ પૈસો ને પદવી બે ય મને મળ્યાં હોત. પણ તું કરે છે તેવા ધંધા કરવાની મને પહેલેથી જ ચીડ છે."

"મૂંગો મર!" રાજુ તાડુક્યો, "જો તારામાં તાકાત હતી તો મારે ત્યાં માગવા કેમ આવ્યો છે?"

"હું તારે ત્યાં માગવા નથી આવ્યો," રઘુએ મક્કમ અવાજે કહ્યું, "મને





તરસ લાગી હતી એટલે પાણી પીવા અહીં આવ્યો હતો. આ તારું ઘર છે તે ય મને તો ખબર નહોતી.''

''તને અહીંથી પાણીનું એક ટીપું પણ નહીં મળે. નીકળ બહાર.'' ગુસ્સાથી કાંપતા અવાજે રાજુએ બૂમ મારી.

''ભલે ભાઈ, આ ચાલ્યો,'' રઘુએ ખૂબ શાંતિથી જવાબ આપ્યો, ને બહાર જવા પીઠ ફેરવી.

પણ રાજુનો ધૂંધવાટ ક્યાં ય માતો નહોતો. તેણે બે નોકરોને હુકમ કર્યો કે આને ઊંચકીને શેરીમાં નાખી આવો.

આ જોઈને રઘુનો મિજાજ ગયો. તેણે કહ્યું, ''તું જો નાહકનું મારું અપમાન કરીશ તો તારી ભલીવાર નથી એમ જાણજે.''

રાજુ વળી સામે ગરજ્યો, ''નાહકનું શેનું? તેં મારું ભૂંડું નથી કર્યું, એમ? મને પરીક્ષામાં મદદ કરવાની ના નહોતી પાડી? તે હવે જોઈ લેજે. તારું અપમાન કરું તો જ મને ટાઢક વળશે. અને તું મને શું કરી શકવાનો? હું તો રાજાનો વડો પ્રધાન છું. બધા પ્રધાનોને મેં નોકરી અપાવી છે. રાજ્યનો સેનાપતિ મારો મિત્ર છે, ખજાનચી મારો સસરો છે, મુખ્ય ન્યાયાધીશ મારો સાળો છે, સમજ્યો?''

નોકરોએ રઘુને શેરીમાં ધકેલી મૂક્યો, ત્યારે જતાં જતાં તે બોલ્યો, "જોજો, તમારા બધાનો અંજામ બહુ બૂરો આવવાનો."

આ બન્યા પછી થોડા મહિના વીત્યા. એક વાર રાજા પોતાના બગીચામાં એકલો બેઠો હતો. ત્યારે એક દાઢીવાળો પરદેશી અજાણ્યો માણસ તેની પાસે આવ્યો. તેણે રાજાને કેટલીએક કીમતી ભેટો ધરીને કહ્યું, "મહારાજા, આપને એક વિનંતી કરવાની છે. હું આપને રોજ છાનીમાની પચાસ સોનામહોરો આપીશ. તેના બદલામાં આપે મારી એક વિચિત્ર માગણી કબૂલ કરવી. આપ જ્યારે કચેરીમાં બેઠા હો ત્યારે થોડી મિનિટ આપના કાનમાં હું જે કંઈ કહું તે આપે સાંભળવું."

આ માગણીમાં રાજાને કંઈ જ વાંધાપડતું ન લાગ્યું. તેણે હા પાડી.

બીજે દિવસે રાજા કચેરી ભરીને બેઠો હતો. પ્રધાનો, અમલદારો, પણ બધા તેમાં હાજર હતા. પેલો દાઢીવાળો માણસ કચેરીમાં આવ્યો. તેણે રાજા તરફ જોયું એટલે રાજાએ તેને પોતાની પાસે આવવા ઇશારો કર્યો. પરદેશી રાજા પાસે જઈને તેના કાનમાં મોઢું નાખીને કોઈ ન સાંભળે તેટલા ધીમા અવાજે બોલ્યો, "આજનો દિવસ ખુશનુમા છે. સૂર્ય પણ સુંદર પ્રકાશ આપે છે. આકાશમાં વાદળાંનું નામ નથી."

આ માણસ રાજાના કાનમાં આ વાત કરતો હતો, ત્યારે વચ્ચે વચ્ચે તે રાજુ તરફ જોયા કરતો હતો. આટલી વાત કહ્યા પછી તેણે રાજાના ખિસ્સામાં પચાસ સોનામહોરો સરકાવી દીધી ને તે બહાર ચાલ્યો ગયો.

વડો પ્રધાન રાજુ તરત જ તે પરદેશીની પાછળ બહાર નીકળ્યો ને તેની પાસે જઈને બીતો બીતો પૂછવા લાગ્યો, "આપ રાજા સાથે શેની ચર્ચા કરતા હતા? અને વારે વારે મારી સામું કેમ જોતા હતા?"

આ પરદેશી તે બીજું કોઈ નહીં પણ ગુપ્ત વેશધારી રઘુ જ હતો. તેણે ધારેલું કે પોતાની આ યુક્તિ પાર પડશે ને રાજુને આમ થવાનું જ.

વેશધારી રઘુએ કહ્યું, "રાજા અને મારી વચ્ચે જે વાત થઈ તે ખૂબ જ ખાનગી છે. તે મારાથી ન કહેવાય."

રાજુનો ગભરાટ બમણો વધી ગયો. તે રઘુના પગમાં પડીને સો સોના-મહોરની થેલી મૂકીને બોલ્યો, "હું સાંજે તમને બીજી સો સોનામહોર આપીશ. મહેરબાની કરીને એ ખાનગી વાત મને કહો."

રઘુ જાણે ખચકાતો હોય તેવો ભાવ બતાવવા લાગ્યો. રાજુએ ખૂબ કાલાવાલા કર્યાં ત્યારે તેણે કહ્યું, "ઘણી જ ગંભીર બાબત છે. કેટલા ય લોકોની રાજા પાસે ફરિયાદ પહોંચી છે કે વડા પ્રધાન ખૂબ લાંચરુશવત લે છે. રાજાએ મને આ વિશે તપાસ કરવાનું કહ્યું છે."

"નામદાર, પછી તમે રાજાને શું કહ્યું?" રાજુએ આતુરતાથી પૂછ્યું.

"મેં રાજાને કહ્યું છે કે હું આ બાબતમાં હજી વધારે તપાસ કરી રહ્યો છું," રઘુએ ગંભીરતાથી કહ્યું.

"મારા પર દયા કરો, બાપજી, હું તમને એક હજાર સોનામહોર



આપીશ," રાજુએ વચન આપ્યું.

"હું આ બાબતમાં તમારે માટે શું થઈ શકે એમ છે તે જોઈશ." આટલું કહીને રઘુ ચાલ્યો ગયો.

બીજે દિવસે રઘુ આગલા દિવસની જેમ જ રાજાને મળ્યો. તેના કાનમાં તે ધીમેથી બોલ્યો, "આજે વહેલી સવારે ઓતરાદો પવન બહુ ભયંકર રીતે ફૂંકાતો હતો. હવે પવન નૈર્ઋત્ય દિશાનો થયો હોય એમ લાગે છે." આમ કહેતી વખતે તે વારે વારે રાજુ તરફ જોતો હતો. રાજા પણ



આ ઢંગધડા વગરની વાત સાંભળી મરક મરક હસતો હતો. પણ આ વિચિત્ર માણસની આવી નજીવી વાતના બદલામાં પચાસ સોનામહોર મળતી હતી, તેથી તે ખુશ હતો.

પણ રાજાનું દિલ તો જાળમાં સપડાયેલા માછલાની જેમ ફફડતું હતું. તે રઘુને મળ્યો. રઘુએ તેને કહ્યું કે હાલ પૂરતું તો રાજાને એટલો સંતોષ થયો છે કે વડા પ્રધાને ગંભીર ગુનો કર્યો નથી. રાજાએ રઘુનો આભાર માન્યો ને એક હજાર સોનામહોર તેને ભેટ આપી.

બીજે દિવસે રઘુ રાજાના કાનમાં બહારના હવામાનની વાતો કરતો હતો ત્યારે વારેવારે રાજ્યના સેનાપતિ તરફ નજર કરતો હતો. સેનાપતિનું પણ વડા પ્રધાન જેવું જ થયું. રઘુને બીજી હજાર સોનામહોર મળી. તે પછીના દિવસોમાં રઘુએ એક પછી એક બધા પ્રધાનોના મનમાં ગભરાટ પેદા કરી દીધો. ખજાનચી, ન્યાયાધીશ, બધા ય રઘુના ઝપાટામાં આવી ગયા. રોજની પચાસ સોનામહોરો રાજાને આપી તેના બદલામાં તેણે દસેક હજાર જેટલી સોનામહોર ભેગી કરી લીધી.

એક દિવસ રાજાની કચેરી ખીચોખીચ ભરાયેલી હતી. દરબારીઓ તથા શહેરીઓ પણ હાજર હતા. તે વખતે રઘુ રાજા પાસે આવીને ઊભો રહ્યો અને કહ્યું, “મહારાજા, આટલા દિવસો સુધી મેં આપના કાનમાં ઢંગધડા વગરની વાતો કહી છે. આજે હવે અત્યંત ઉપયોગી વાત આ

થેલીમાંથી બહાર આવશે." આમ કહીને તેણે રેશમી થેલી ઊંધી ઠાલવી. તેમાંથી ખણખણ કરતી સોનામહોરોનો ઢગલો થયો. રાજાના કાન આ મીઠામધુરા સંગીતથી ચમકી ઊઠ્યા. તે હસ્યો. તેને થયું કે આ માણસનું ભેજું ચસકી ગયું છે. તોપણ તેણે પૂછ્યું, "આ વાતનો ભેદ સમજાવશો ?"

રઘુએ અત્યાર સુધી જે કંઈ બન્યું હતું તે કહી સંભળાવ્યું અને આ મહોરોના ઢગલાને બતાવીને કહ્યું, "આપના રાજ્યમાં જે અંધેર, જુલમ ને જૂઠાણું ચાલી રહ્યાં છે, તેનો આ મજબૂત પુરાવો છે. જો તમારા વડા પ્રધાન ને બીજા અમલદારો પ્રામાણિકપણે વહીવટ કરતા હોત, જો સેનાપતિ રક્ષણને બદલે ભક્ષણ ન કરતા હોત, ન્યાયાધીશ સાચો ન્યાય તોળતા હોત ને મહાજનચી પ્રામાણિક હોત તો મેં ફક્ત તેમની તરફ નજર કરી, તેનાથી આટલા બધા ગભરાઈ ગયા ન હોત."

રાજા તરત જ સમજી ગયો કે તેના અમલદારો તેમને સોંપાયેલા પદ માટે તદ્દન નાલાયક છે, તે બધા લાંચિયા છે ને મનના મેલા છે. પેટમાં પાપ હોવાને લીધે તેઓ હમેશાં ડરતા રહે છે. રાજા ને તેના સાથીદારોએ છળકપટના પાયા પર જે વૈભવ ને સત્તાની ઇમારત ચણી હતી તે કડડભૂસ કરતી પડી ગઈ. રાજાએ રઘુને વડા પ્રધાનના પદ પર મૂક્યો. રઘુએ તરત જ અમલદારોની ખાલી પડેલી જગ્યાએ પ્રામાણિક ને હોશિયાર માણસોને નીમ્યા. રાજામાં પણ હવે વધુ ડહાપણ આવ્યું.





## 3. અજબ દેશની ગજબ મુસાફરી

ઘણાં વરસો પહેલાં દૂર દેશમાં એક ઘરડો વેપારી ને તેનો અર્જુન નામનો છોકરો રહેતા હતા. એક દિવસ બાપે કહ્યું, “બેટા, મારી પાસે આ ઊંચી ઓલાદના બે ઘોડા છે. મેં તેને ખૂબ જતન કરીને ઉછેર્યા છે. જે દેશમાં ઘોડાની ખૂબ અછત હોય, ત્યાં જઈને આને વેચીએ તો એકની સો સોના-મહોર કિંમત તો આવે જ. હું ઘરડો થયો છું એટલે દૂર મુસાફરી કરવાની શક્તિ નથી. પણ તારામાં અજાણ્યા મુલકોમાં મુસાફરી કરવાની હોંશ ને ચાલાકી પણ છે તો આ ઘોડા લઈને દક્ષિણ દેશના રાજાના દરબારમાં જા. ત્યાં તને એ ઘોડાની એથી પણ વધારે કિંમત મળશે.”

અર્જુન તો આ વાત સાંભળી એકદમ ઉત્સાહમાં આવી ગયો. પણ બાપે તેને ચેતવ્યો, “જો એક વાત યાદ રાખજે. તું પશ્ચિમ તરફના મુલકોમાં ન

જતો. તે બાજુ એક મુલક એવો છે કે જ્યાં એકલા ઠગ લોકોની જ વસ્તી છે. કોઈ પરદેશી મુસાફર ત્યાંથી ઠગાયા વગર પાછો આવ્યો હોય એવું બન્યું નથી. હું એક વાર ત્યાં ગયો હતો, ત્યારે મારી પણ ત્યાં રામકહાણી થઈ હતી."

અર્જુને બાપાને કહ્યું, "તમારી એ મુસાફરીની વાત કરો." એટલે બાપાએ માંડીને વાત કરી:

"તું તો તે વખતે સાવ નાનો હતો. તારે એક મોટો ભાઈ હતો ને તેની સાથે તું રમતો, તે યાદ છે? આજથી પંદરેક વરસ પહેલાં હું તારા મોટા ભાઈને લઈને વેપાર કરવા મુસાફરીએ નીકળ્યો. તેની ઉંમર ચૌદ વરસની હતી. મને એમ કે દૂર દૂરના મુલક જોવાથી ને દેશદેશના લોકોની રહેણી-કરણી જોવાથી તેને દુનિયાદારીની તાલીમ મળે. અમે ઘણા ય મુલકોમાં ફર્યા.

"અમે પાછા વતન તરફ ફરતા હતા ત્યાં નસીબજોગે એક અજાણ્યા મુલકમાં જઈ ચડયા. સાંજ પડી ગઈ, એટલે એક ધર્મશાળામાં રાતવાસો રહ્યા. ત્યાંના લોકોની રીતભાત ને વાતચીત એવા ઢંગની હતી કે આપણને એમ થાય કે આ બધા ઠગ લોકોની વસ્તી હોવી જોઈએ. મને કેટલાક મુસાફરોએ અગાઉ ચેતવ્યો પણ હતો. હું તો જેમ બને તેમ જલદી અહીંથી નીકળી જવા આતુર હતો.

"બીજે દિવસે વહેલી સવારે હું ધર્મશાળાવાળાને રાતનું ભાડું ચૂકવતો હતો, ત્યાં તેનો જ ભાઈ દોડતો દોડતો આવ્યો ને પોકેપોક મૂકીને રડવા લાગી ગયો. વારેવારે કપાળ કૂટીને પોતાના નસીબને ભાંડવા લાગ્યો. તેની સ્ત્રીને હમણાં જ મરેલું બાળક અવતર્યું હતું, ને તેનો દોષ તે મારા પર ઢોળતો હતો. આ સાંભળીને મારી નવાઈનો પાર ન રહ્યો. તે રડતો રડતો કહેવા લાગ્યો, "કાલે સાંજે આ જ મુસાફર ઘોડા પરથી ઊતર્યો ત્યારે તે જોરથી હાંફતો હતો. તે જ વખતે એક નાનકડું જીવડું ઊડતું ઊડતું તેના નાક પાસે આવ્યું. આ માણસ એટલા જોરથી શ્વાસ લેતો હતો કે તેને લીધે આ જીવડાની ઊડવાની દિશા એકદમ ફરી ગઈ ને તે તેના શ્વાસના વેગથી ઊડીને મારી સ્ત્રી જે ઓરડીમાં સૂતી હતી તેમાં પેસી ગયું, એટલું જ નહિ પણ

તે સીધું તેના નાકમાં પેસી ગયું. મારી સ્ત્રીને બાળક અવતરવાની તૈયારી હતી, તેમાં તેને આ જીવડાને લીધે છીંક આવી. છીંક એટલી જોરથી આવી કે પેલું બાળક અવતરે તે પહેલાં જ મરી ગયું.

"આ વાહિયાત વાતનો જવાબ આપું તે પહેલાં તો ત્યાં માણસોનું ટોળું જામી ગયું. દરેક જણ આ માણસની વાતને ટેકો આપવા લાગ્યો. હું તો આ જોઈને આભો જ બની ગયો. એક જણાએ તારા મોટા ભાઈને મારા હાથમાંથી ખૂંચવી લીધો. બધા કહેવા લાગ્યા, 'આ માણસના બાળકનું કમોત થયું, તેના બદલામાં આ મુસાફરના છોકરાને ગુલામ તરીકે રાખવો જોઈએ.' "

ઘરડો વેપારી આ કથા કહેતાં કહેતાં રડી પડ્યો. અર્જુનનું દિલ પણ એ જોઈને ભરાઈ આવ્યું. પણ તેણે સ્વસ્થ થઈને મક્કમ અવાજે કહ્યું, "પિતાજી, તમે નચિંત રહેજો. હું એ મુલકની દિશામાં જઈશ જ નહીં."

અર્જુન પોતાની સાથે બે પાણીદાર ઘોડા લઈને દૂર દક્ષિણ દેશ તરફ પ્રવાસે નીકળ્યો. ચાલતાં ચાલતાં તે એક નદીકિનારે આવ્યો. નદીમાં પૂર આવ્યું હતું. હોડીવાળાએ પોતાની નાની હોડીમાં ઘોડા સામે પાર લઈ જવાની ના પાડી. તેણે આગ્રહ કરીને કહ્યું કે જો પશ્ચિમ દિશામાં જરાક આગળ જઈશ તો ત્યાં એક ખારવો મોટી હોડી રાખે છે.





અર્જુન પશ્ચિમ દિશામાં આગળ ગયો. ત્યાં એકાએક વાવાઝોડું ફૂંકાયું. અર્જુન વાવાઝોડાથી બચવા કોઈ ઓથ શોધવા લાગ્યો. પણ તે ક્યાંય ન મળી. ત્યાં તેની નજર પાસેના એક ડુંગરની પાછળથી નીકળતા ધુમાડા ઉપર પડી. બે ય ઘોડાઓની લગામો મજબૂત પકડી રાખીને અર્જુન મહામહેનતે ડુંગર પર ચડયો.

હવે વાવાઝોડું શમી ગયું. અર્જુને ડુંગરની ધાર પરથી નીચે નજર કરી તો એક ગામડું દેખાયું. તે આથમણી દિશામાં ઘણો આગળ નીકળી ગયો હતો, એટલે તેને મનમાં જરાક શંકા તો થઈ કે આ ઠગ લોકોની વસ્તી તો નહિ હોય? ઘડીક તો તેને પાછા ફરવાનું મન થયું. પણ વળી તેના મનમાં કુતૂહલ જાગ્યું. આ વિચિત્ર લોકોને જોઈએ તો ખરા. તે ડુંગરની ધાર પરથી જરા વધારે ઝૂકીને નીચે જોવા લાગ્યો. કમનસીબે તે જે પથ્થર પર



ઊભો હતો, તે સાવ ઢીલો હતો. તેના નમવાથી પથ્થર હાલી ગયો ને તેનો પગ લપસ્યો. અર્જુન સીધો ઊંધે માથે ગબડતો ગબડતો ઠેઠ ડુંગરની તળેટીએ જઈ પડયો. તેના ઘોડા કૂદતા કૂદતા તેની પાસે પહોંચી ગયા.

એક ઘરડો માણુસ ત્યાંથી પસાર થતો હતો. તે આ જોઈને દોડતો દોડતો પાસે આવ્યો. અર્જુનને સદ્ભાગ્યે બહુ વાગ્યું નહોતું. તે ઊભો થયો. પેલો ડોસો તેના તરફ એકીટશે જોઈ રહ્યો હતો. અર્જુનને મનમાં થયું કે આ ડોસાને મારી દયા આવી લાગે છે. એને થયું કે આ ઠગ લોકોનો દેશ હોય તોપણુ ત્યાં સારા માણુસો ય વસતા લાગે છે.



અર્જુન ડોસાનો આભાર માનવા જતો હતો, ત્યાં તો પેલા બુઢ્ઢાએ પોકે-પોક મૂકીને રડવા માંડયું. ને રડતો રડતો એ કહેવા લાગ્યો, "આ જુવાનિયાએ ડુંગર પરથી દડતાં દડતાં વચ્ચે મારા લાડકા દેડકાને કચરીને તેનો છૂંદો કરી નાખ્યો. મારા મેડકલાલ! તને મારી નાખનારનું વેર હું લીધા વગર નહીં રહું." જોતજોતામાં લોકો ભેગા થઈ ગયા. કેટલાએક અર્જુન સામે જોઈને વિચિત્ર ભાષામાં અંદરઅંદર વાતો કરવા લાગ્યા. એક માણસે અર્જુન પાસે આવીને ખુલાસો કર્યો: આ બુઢ્ઢાને કંઈ સંતાન નહોતું, એટલે તેણે દેડકાને ખોળે લીધો હતો. આ દેડકાને તેના બાપ તરફ ખૂબ જ પ્રેમ હતો. વળી તે ખૂબ જ આજ્ઞાંકિત અને પોતાની ફરજ પાળનારો હતો. આ આખા મુલકમાં એની તોલે આવે એવો એકે ય દેડકો નહોતો. એના આવી રીતે થયેલા કમોતથી આ ડોસાનું હૈયું ભાંગી ગયું હતું.

જોતજોતામાં ગામના બીજા માણસો પણ આ દેડકાના વિરહમાં વિલાપ કરતા ડોસાની સાથે રડવામાં ભળ્યા. અર્જુન મૂંઝાયો. તેને શું કરવું તે સૂઝયું નહીં. તે જલદીથી અહીંથી છટકવા માગતો હતો. તેણે લોકોને પૂછ્યું, "આ ડોસાને તેની નુકસાનીના બદલામાં શું આપું?"

પેલો ડોસો તરત જ બોલી ઊઠ્યો, "તારો એક ઘોડો મને આપી દે."

"શું? દેડકાના બદલામાં ઘોડો?" અર્જુન ઉશ્કેરાઈને બોલ્યો.

ડોસાએ જવાબ આપ્યો, "તું તે કેવી વાત કરે છે, જુવાન? એક સગા દીકરા કરતાં ઘોડાની કિંમત વધારે ગણાય?"



આખરે અર્જુનભાઈએ એક ઘોડો પેલા ઠગને આપવો પડ્યો. તે ભારે હૈયે ગામ બહાર નીકળ્યો. હવે તે પાછો ડુંગર પર ચડી શકે તેમ નહોતું. તેનું શરીર પછાડને લીધે દુખતું હતું. તે થોડુંક આગળ ચાલ્યો. તેને થયું કે ડુંગરમાં ક્યાંક ગાળી જેવું હોય તો તેમાં થઈને બીજી બાજુ નીકળી જાઉં.

થોડી વારે તે એક બીજા ગામે પહોંચ્યો. આ ગામ પણ ડુંગરની તળેટીમાં જ હતું. તે ભૂખ્યો ને તરસ્યો થયો હતો. નજીકમાં એક ઘર હતું. ત્યાં જઈને તેણે બારણું ખખડાવ્યું. તો એક કાણો માણસ બહાર આવ્યો. અર્જુને તેની પાસે ખાવાનું ને પાણી માગ્યાં.

કાણાએ કહ્યું, "હું તને ખાવાનું આપી શકું એમ તો નથી. પણ તારું પેટ ભરાઈ જાય એટલું પાણી આપું. ગમે તેમ કરીને પેટ ભરવાનું કામ છે ને?"

અર્જુને પાણી પીધું અને તેનો આભાર માન્યો. તે ત્યાંથી આગળ ચાલવા જતો હતો ત્યાં પેલાએ પૂછ્યું, "તમે ક્યાંથી આવો છો? તમારા બાપનું નામ શું?" અર્જુને તેનો જવાબ આપ્યો કે તરત જ પેલાએ તેનું કાંડું પકડ્યું, "હાશ, આખરે પત્તો લાગ્યો ખરો. સાંભળ, વીસ વરસ પહેલાંની વાત છે. હું તારા મુલકમાં વેપાર કરવા આવ્યો હતો. ત્યાં કમનસીબે મારા બધા પૈસા ચોરાઈ ગયા. તારા બાપાને હું સારી રીતે ઓળખતો. એટલે તેની પાસે મેં બે સોનામહોર ઉછીની માગી. તેણે આપવાની હા પાડી. પણ તે માટે તેણે બાનું માગ્યું. મારી પાસે તો ગીરો મૂકવા જેવું કંઈ જ નહોતું. એટલે તારા બાપાએ મારી એક આંખ બાનામાં માગી લીધી. મારે પૈસાની ખરેખરી ગરજ હતી, એટલે મેં એક આંખ કાઢી આપી. તારા બાપાએ મને વચન આપ્યું હતું કે એક વરસ પછી એ અહીં આવીને મારી આંખ પાછી આપી જશે. પણ એ વાતને આજકાલ કરતાં વીસ વરસ થઈ ગયાં. આજે તું માંડ હાથ આવ્યો છે. મારી આંખ મને પાછી આપી દે. બાપનું દેવું દીકરાએ ચૂકવવું જ પડે. તારા બાપા પાસેથી ઉછીની લીધેલી બેય સોનામહોર તને પાછી આપી દેવા તૈયાર છું. વધારામાં વ્યાજ પેટે એક સોનામહોર વધારાની પણ આપીશ. પણ મારી આંખ પાછી આપી દે."



થોડી જ વારમાં કાણિયાએ પોતાની આસપાસ માણસોનું ટોળું ભેગું કરી દીધું. અર્જુન રડવા જેવો થઈ ગયો. તે બોલ્યો, "મને તમારી આંખ વિશે કંઈ જ ખબર નથી. હવે તમે કહો તેમ કરું. પણ મને જવા દો."

"તે તને જવાની કોણ ના પાડે છે? પણ આ ઘોડો મૂકતો જા." કાણિયાએ કહ્યું.

અર્જુનને આ ઘોડો આપી દેવા સિવાય છૂટકો નહોતો. ઘોડો આપી દઈને તે ખાલી હાથે આગળ ચાલ્યો. એક તો ડુંગર પરથી ગબડવાનો માર તો હતો. તેમાં આ બીજો ઘોડો ય તેણે ગુમાવ્યો તેનો આઘાત તેના દિલ પર ખૂબ લાગ્યો. વળી કકડીને ભૂખ પણ લાગી હતી. તેના પગમાં જોર ન રહ્યું. તે એક ઝાડ નીચે બેસી પડ્યો ને રડવા લાગ્યો.

એક જુવાન ત્યાંથી જતો હતો. તેની નજર અર્જુન પર પડી. તે ઊભો રહ્યો ને પૂછ્યું, "તું કોણ છે? શું કામ રડે છે?" પણ અર્જુને જવાબ ન આપ્યો. હવે તો કોઈ માણસ સાથે વાત કરતાં તે ડરતો હતો. પણ આ માણસે ખૂબ લાગણીપૂર્વક આગ્રહ કરીને પૂછ્યું એટલે અર્જુને પોતાની રામ-કહાણી વિગતે જણાવી ને ઘોડા કેમ ખોયા તેની વાત કરી. અજાણ્યો જુવાન ઘડીક મૂંગો રહ્યો. પછી બોલ્યો, "ચાલ, આપણે આ દેશના રાજા પાસે જઈએ. તને તારા ઘોડા પાછા મળે એવું કરી દઈશ."

અર્જુન પહેલાં તો ખચકાયો, પણ તેને કંઈ ખોવું પડે એવું કંઈ રહ્યું જ નહોતું. એટલે તે પેલા જુવાન સાથે ચાલ્યો. તેણે અર્જુનને રાજા પાસે શું કહેવું તે વિશે પૂરી સૂચનાઓ આપી રાખી.



અર્જુનની ફરિયાદ સાંભળીને રાજાએ પેલા ડોસાને તથા કાણિયાને કચેરીમાં બોલાવ્યા. મુકદ્દમો શરૂ થયો. પેલા ડોસાએ કહ્યું, "આ જુવાનિયાએ કચરી નાખેલો દેડકો મારો દત્તક લીધેલો પુત્ર હતો." અર્જુને તરત જ પોતાના ફેંટામાંથી એક જીવતો દેડકો કાઢીને રાજા તરફ ફરીને કહ્યું, "મહારાજા! મેં આ દેડકાને થોડા જ વખત પહેલાં દત્તક લીધો છે. હું આ દેડકાને પેલા ડુંગરની તળેટીમાં મૂકું ને પછી આ દાદા ડુંગર ઉપરથી દડતા દડતા મારા દેડકાને કચરી નાખે. એવી મારી દરખાસ્ત છે."

રાજા આ સાંભળીને તરત જ બોલી ઊઠ્યો, "વાત તદ્દન વાજબી છે. જુવાન છે પણ ડાહ્યો છે. ડોસાને થયેલ નુકસાનનો બદલો આમાં પૂરો મળી રહે છે. વાત ન્યાયની છે."

બુઢ્ઢાજી આવા ન્યાય માટે જરા ય તૈયાર નહોતા. તેણે કંઈ પણ બોલ્યા સિવાય અર્જુનને ઘોડો પાછો સોંપી દીધો.

પછી તરત જ પેલા કાણિયાની આંખનો કેસ હાથ ધરવામાં આવ્યો. અર્જુને પોતાના બચાવમાં દલીલ કરી, "મહારાજા, મારા બાપાને કેટલીએક વિચિત્ર ધૂનો હતી, એ વાત સાચી. એમાંની એક ધૂન એવી હતી કે લોકોની જુદી જુદી જાતની આંખોનો સંગ્રહ કરવો. અમારે ઘેર કોઠારમાં આવી કેટલી ય આંખો પડેલી છે. આ દાદાની આંખ તેમને પાછી આપી દેવા હું તૈયાર છું. પણ ત્યાં તો આંખોનો ઢગલો પડ્યો છે એમાંથી આ દાદાની આંખ શી રીતે શોધી કાઢવી? એટલે જો એમની બીજી આંખ મને અત્યારે કાઢી આપે તો તેની સાથે મેળવીને એમની બીજી આંખ શોધી કાઢું ને તેમને તેમની બે ય આંખો પાછી સોંપી દઉં." "આ વાત તો તરત જ મગજમાં ઊતરી જાય એવી છે," રાજાએ કહ્યું. પેલા કાણાએ સામી કોઈ બીજી દલીલ કર્યાં વગર અર્જુનને ઘોડો પાછો સોંપી દીધો. તેમને પોતાની ગીરો મૂકેલી આંખ પાછી મેળવવામાં હવે જરા ય રસ નહોતો.

પેલા અજાણ્યા સાથીએ અર્જુનને કહ્યું, "ચાલ, તને આ અજબ દેશની હદ સુધી વળાવી જાઉં. નહીં તો વળી કોઈ બીજો ગઠિયો તને ભેટી જશે."

અર્જુન પોતાના બે ઘોડા પાછા મેળવીને તેના નવા મિત્ર સાથે આગળ ચાલવા લાગ્યો. રસ્તામાં બન્ને વચ્ચે ઘણી વાતો થઈ. તેમાંથી અર્જુનને ખબર પડી ગઈ કે આ સાથી તે તેનો ઘણાં વરસો પહેલાં ગુમ થયેલો મોટો ભાઈ જ હતો. જે ઠગને ત્યાં તે ગુલામ તરીકે રહ્યો હતો તે અને તેની સ્ત્રી હમણાં જ ગુજરી ગયાં હતાં. એટલે તે હવે પોતાના વતનમાં જવા માટેની તક શોધતો હતો. અહીંના લોકોની ઠગવિદ્યાનો તે પૂરો જાણકાર થઈ ગયો હતો. તેમની સાથે કેમ કામ પાડવું તે બરાબર જાણતો હતો.

બન્ને ભાઈઓ આ ઠગપ્રદેશમાંથી નીકળીને દક્ષિણ દેશમાં ગયા. ત્યાં બહુ જ સારી કિંમતે બન્ને ઘોડા વેચ્યા ને પછી કમાઈને ઘેર પાછા આવ્યા. તેમનો ઘરડો બાપ બે ય દીકરાઓને સહીસલામત અને સારો વેપાર કરીને પાછા આવેલા જોઈને ખૂબ રાજી થયો. તેના જેવો હવે દુનિયામાં કોઈ સુખિયો નહોતો.





## 4. સમ્રાટનો સ્વર્ગપ્રવાસ

એક હતો રાજા. તે શરીરમાં ને બુદ્ધિમાં ભેંસના ભાઈ જેવો હતો. પણ તેનો પ્રધાન તેનાથી સાવ ઊલટો જ હતો. તે શરીરે દૂબળો ને બુદ્ધિમાં જબરો હતો. તેના જેવો ડાહ્યો દુનિયામાં તેને કોઈ દેખાતો નહોતો. રાજાની ખુશામત કરવામાં તે કદી થાકતો નહિ. રાજાને પણ ખાતરી હતી કે જ્યાં સુધી આ શાણો પ્રધાન તેની પડખે છે ત્યાં સુધી કંઈ પણ ચિંતા કરવાનું કારણ નથી.

રાજા વારંવાર પ્રધાનને કહેતો, "પ્રધાનજી, તમે મને વચન આપો કે મને છોડીને તમે ક્યાંય નહિ જાઓ." પ્રધાન પણ હમેશાં એક જ જવાબ આપતો, "નામદાર, કદી નહિ, કદી નહિ; તમે સ્વર્ગમાં જાઓ કે નરકમાં જાઓ તોપણ હું તમારી સાથે જ હોવાનો એવું વચન આપું છું. તમને હમેશાં સાચી જ સલાહ આપતો રહીશ; અને દુનિયાનો મુશ્કેલમાં મુશ્કેલ કોયડો હું ઉકેલી આપીશ." રાજા આ સાંભળીને ખૂબ જ ખુશ થતો.

એક સાંજે રાજા પોતાના પ્રધાન સાથે નદીકિનારે ફરીને મહેલ તરફ પાછો ફરતો હતો, ત્યારે એકાએક નદીની પેલી પારના જંગલમાંથી શિયાળવાંની લાળી સંભળાઈ. રાજાને શિયાળોનું સમૂહરુદન સાંભળીને ભારે કુતૂહલ થયું. તેણે પ્રધાનને તરત જ પૂછ્યું :

"પ્રધાનજી, આટલાં બધાં શિયાળ એકી સાથે અત્યારે શું કામ રડતા હશે? અમારા કાનને કેટલો ત્રાસ થાય, તેની પણ તેમને ખબર નહિ હોય?"

પ્રધાને કહ્યું, "મહારાજ, તમે જાણો છો કે આ શિયાળામાં કેવી કાતિલ ઠંડી પડી છે. આ બાપડાં નાનાં પ્રાણીઓ પાસે ગરમ કપડાં ક્યાંથી હોય? એ બધાં આપની આગળ ગરમ કામળા માટે માગણી કરી રહ્યાં છે."

"સમજ્યો, ખરેખર તમારો આભારી છું. આનું નામ જ ડાહ્યો પ્રધાન. આપણા જંગલનાં પ્રાણીઓ વિશે પણ કેટલી ચિંતા રાખે છે? હં, પણ આ લોકો પાસે કામળા કેમ નથી?"

"એ આપણા રાહતકામ ખાતાના અમલદારની જવાબદારી ગણાય."

"કેટલું ભયંકર! આવી મોટી જવાબદારી સંભાળનાર આટલો બધો બેદરકાર! અમારાં મોંઘેરાં શિયાળવાંને આખો શિયાળો કામળા વગર રાખ્યાં? જાઓ, એ અમલદારને એક કામળામાં વીંટીને દરિયામાં ફેંકી દો ને એકસો સારા કામળા ખરીદીને શિયાળવાંને વહેંચી દો." રાજાનો હુકમ છૂટ્યો.

પ્રધાન તો આ હુકમ સાંભળીને અત્યારે જ તેનો અમલ કરવા જતો હોય તેમ દોડાદોડી કરવા લાગ્યો. પણ ચાલાક પ્રધાને એ હુકમનો અરધા ભાગનો જ અમલ તાત્કાલિક કરી લીધો. અમલદારને મોતની સજા થઈ. રાજાની તિજોરીમાંથી કામળા ખરીદવા માટે સારી એવી રકમ ઉપાડવામાં આવી. હુકમનો છેલ્લો ભાગ કામળા ખરીદીને શિયાળવાંને પહોંચાડવાનો બાકી રહી ગયો.

બીજી સાંજે રાજાએ ફરી શિયાળનું સમૂહસંગીત સાંભળ્યું. રાજાને ખૂબ જ આશ્ચર્ય ને આઘાત થયાં. તેણે પ્રધાન તરફ જોયું ને પૂછ્યું, "આમ કેમ છે? હજુ કામળા નથી પહોંચ્યા?"



"મહારાજા! અત્યારે આપ જે સાંભળી રહ્યા છો, તેનો અર્થ જુદો જ છે." પ્રધાને કહ્યું, "બધાં શિયાળોને વખતસર કામળા મળી ગયા છે, એટલે તે બધાં એકી અવાજે આપનો આભાર માની રહ્યાં છે." પ્રધાને ખુલાસો કર્યો.

"વાહ, વાહ" રાજાએ કહ્યું, "ખરેખર મારી સમજફેર થઈ ગઈ. મારા પ્રધાન જેવો તો દુનિયામાં કોઈ પણ રાજા પાસે નહિ હોય. મારા પ્રિય પ્રધાન, તમે જ્યારે મારી પાસે હાજર હો છો, ત્યારે આખી દુનિયાનું જ્ઞાન મારી આંગળીને ટેરવે આવી જાય છે. મને ફરી વાર વચન આપો કે તમે મને છોડીને કદી ક્યાં ય જશો નહિ."

"કદી નહિ, મહારાજ, કદી નહિ." પ્રધાને નીચા નમીને પોતાની વફાદારીની ફરી ખાતરી આપી. "સ્વર્ગમાં કે નરકમાં હું આપની સાથે જ રહીશ."

રાજા ખૂબ ખુશ થયો. પણ એનો આ આનંદ લાંબો વખત ન ટક્યો. ઓચિંતા જ એક નાનું ભૂંડ રાજાની પાસેથી દોડતું દોડતું પસાર થઈ ગયું. રાજાએ આ વિચિત્ર પ્રાણી જિંદગીમાં અગાઉ જોયું જ નહોતું. તે કદી રાજધાનીની બહાર નીકળતો જ નહિ. તો જંગલમાં શિકાર માટે તો ક્યાંથી જ જાય? તેણે તરત જ પોતાની પાસે ઊભેલા જ્ઞાનના ભંડાર પ્રધાનને પૂછ્યું, "પ્રધાનજી, આ હમણાં ગયું તે શું હતું?"

પ્રધાન આવી તક જવા દે ખરો? તેણે તરત જ જવાબ આપ્યો, "મહારાજા, આ આપણા રાજદરબારનો હાથી છે. હાથીખાનનો વહીવટ



કરનાર અમલદાર હાથીને બરાબર પોષણ આપતા નથી, એટલે તે સુકાઈને આવો દૂબળો થઈ ગયો છે.”

રાજા આ સાંભળી રાતોપીળો થઈ ગયો. હાથીખાનના ઉપરીને ત્યાં ને ત્યાં જ મોતની સજા ફરમાવવામાં આવી. પ્રધાનને પણ ત્યાં જ તાકીદની સૂચના કરવામાં આવી કે હાથીની તબિયત પાછી બરાબર સુધરે તે માટે જરૂરી બધો ય ખર્ચ તાત્કાલિક કરવા માંડવો, ને તિજોરીમાંથી તે માટે જોઈતાં નાણાં ઉપાડવાં.

પ્રધાને રાજાની આજ્ઞાનો અમલ પહેલાંની જેમ જ કર્યો. રાજ્યની તિજોરીમાંથી સારી એવી રકમ પ્રધાનની તિજોરીમાં પહોંચી ગઈ.

મહિનો પસાર થઈ ગયો. એક સાંજે રાજા નિયમ મુજબ ફરવા નીકળ્યો હતો, ત્યાં રસ્તા પરથી એક ભૂંડ દોડતું પસાર થયું. તેણે તરત જ પ્રધાન તરફ કુતૂહલભરી નજરે જોયું ને પૂછ્યું, “આ પેલો ભૂખ્યો હાથી જ લાગે છે. આટલો વખત થયો તો ય હજી આ હાથી કેમ એવો ને એવો જ દૂબળો રહ્યો છે?”

પ્રધાન તો આ સાંભળી એવો ખડખડાટ હસી પડ્યો કે તેના મોઢામાંથી ડહાપણની દાઢો પણ નજરે દેખાવા લાગી. તે બોલ્યો, “એમ નથી. બાપુ. પેલો હાથી તો આપના જેવો જ તંદુરસ્ત ને હૃષ્ટપુષ્ટ બની ગયો છે. આ



જે હમણાં જોયો તે તો ઉંદર છે. આપના શાહી રસોડામાં તે રહે છે. ત્યાં તેને એટલું બધું પૌષ્ટિક ખાવાનું મળ્યા કરે છે કે તે ખાઈ ખાઈને આવો તગડો થઈ ગયો છે. શાહી રસોડાનો મુખ્ય રસોઇયો કેટલો બધો હરામખોર છે, તે આના પરથી જણાઈ આવે છે.”

આ સાંભળીને રાજાના ચહેરા પર ત્રાસ છવાઈ ગઈ. તેની આંખો પૈડાંની જેમ ચકળવકળ થવા લાગી. "હાય, હાય, જે તંદુરસ્તી ભોગવવાનો માત્ર મારો જ અધિકાર છે તે પેલા દુષ્ટ રસોઇયાની બેદરકારીને લીધે આ ઉંદર ભોગવે તે કેવું કહેવાય?"

તેણે તરત જ હુકમ છોડયો કે આજની અમારી રસોઈ તૈયાર થઈ જાય તે પછી તરત જ રસોઇયાને ફાંસીએ ચડાવી દેવો.

રસોઇયાને આ સજાની ખબર પડતાં જ તે છાનોમાનો પ્રધાન પાસે પહોંચી ગયો. તેણે પ્રધાનને સારી એવી રકમની લાંચ આપી. ઉપરાંત તેણે કહ્યું કે જો આપ મને આમાંથી બચાવશો તો રાજા માટે ખાસ પ્રકારનું મિષ્ટાન્ન થશે ત્યારે તેમાંથી થોડુંએક આપને ત્યાં પહોંચી જશે.

પ્રધાન ખૂબ જ રાજી થયો. તેણે રસોઇયાને ખાતરી આપી કે તેનો વાળ પણ વાંકો નહિ થાય.

મધરાતે રસોઇયાને ફાંસી આપવાની હતી. રાજાને આ સજા જોવામાં ખૂબ જ રસ હતો. તેની હાજરીમાં રસોઇયાને ફાંસીને માંચડે લઈ જવામાં આવ્યો. ત્યાં પ્રધાન એકદમ ધસી આવ્યો ને બોલી ઊઠયો, "સબૂર કરો, સબૂર કરો."





પ્રધાન રાજા તરફ જોઈને બોલ્યો, "મહારાજ! હમણાં જ હું પંચાંગ જોઈને આવું છું. અત્યારનું ચોઘડિયું તે લાભચોઘડિયું છે. અત્યારે જે કોઈ ફાંસીએ ચડે તેને માટે સ્વર્ગમાં ઊંચામાં ઊંચી પદવી મળે તેમ છે. એટલે જો રસોઇયાને અત્યારે ફાંસીએ ચડાવીશું તો તે તો તેને સજાને બદલે વરદાન જેવું બની જશે. જે દુષ્ટે આપને બદલે ઉંદરને તગડો બનાવ્યો તેવાને આપણે સ્વર્ગમાં જવા દેવો?"

પ્રધાનને ખાતરી હતી કે રાજાની યાદશક્તિ ચાળણી જેવી કાણાંવાળી છે. એટલે થોડી જ વારમાં આ ફાંસી આપવાની વાત તે ભૂલી જવાના.

પણ રાજા અત્યારે ખૂબ જ ઉત્સાહમાં હતો. તેણે કહ્યું, "કેટલા ય સમયથી મને સ્વર્ગ જોવાની ને ત્યાંની મોજ માણવાની ઝંખના છે." પછી ફાંસી આપનાર જલ્લાદ સામે જોઈને કહે, "ચાલ, જલદી કર. ફાંસીનું દોરડું મારા ગળામાં ભરાવી દે. ઉત્તમ ચોઘડિયું વીતી જાય છે."

પણ રાજા જેવો ફાંસીના માંચડા પર જવા ઉપડયો ત્યાં તરત જ તેને કાંઈક યાદ આવ્યું. તે પ્રધાન તરફ જોઈને કહે: "મારા પ્રિય પ્રધાનજી, તમારું વચન યાદ છે ને? સ્વર્ગમાં કે નરકમાં ક્યાં ય મને છોડીને તમે ક્યાં ય નહિ જાઓ, એમ કહ્યું છે. આ મારા સ્વર્ગના પ્રવાસના ભોમિયા પણ તમે જ બનો."

પ્રધાન તો ભયથી થરથર કંપવા લાગ્યો. તેની બોબડી બંધ થઈ ગઈ. રાજાના હુકમને માન આપીને તેને ફાંસીના માંચડા પર લઈ જવામાં આવ્યો. તેના ગળામાં દોરડું પરોવાયું. ફાંસીગરાને પણ પ્રધાન સ્વર્ગમાં જલદી જાય તે માટે ઉત્સાહ ને આનંદ ઘણો હતો, અને રાજાને પણ પોતાના પ્રિય પ્રધાનને પોતાની આગળ જતો જોઈને ઘણો આનંદ થયો.

પ્રધાનની પાછળ પાછળ રાજાને પણ તેની ઇચ્છા પ્રમાણે ફાંસીએ લટકાવી દેવામાં આવ્યો.





## 5. વરદાનોનું વરદાન

મેઘલી અંધારી રાત હતી. એક ઘોડેસવાર રાજધાનીની સાંકડી ગલીમાં ચાલ્યો જતો હતો. તે આ રાજ્યનો રાજા હતો. અંધારપછેડો ઓઢીને તે ઘણી વાર નગરચર્યા જોવા માટે આવી રીતે નીકળી પડતો હતો.

વરસાદમાં તે માથાબોળ ભીંજાઈ ગયો હતો. પણ તે ખડતલ હતો. વળી અંધારામાં કે બીજે ક્યાં ય તે જોખમથી ડરે તેવો ન હતો. છતાં તે બહુ સાવધાનીથી ધીમે ધીમે આગળ વધતો હતો.

તેનાથી થોડે છેટે થોડાએક ગુંડાઓ પણ છૂપે વેશે ચાલ્યા આવતા હતા. તેમની નજર આ સવારના ઊંચી ઓલાદના ઘોડા પર હતી.

એકાએક આ ગુંડાઓ રાજાને ઘેરી વળ્યા. આ અણધાર્યા હુમલાથી રાજા ગભરાયો નહિ. તે આ ઘેરામાંથી છટકવાનું કરતો હતો, ત્યાં તેના ઘોડાનો પગ રસ્તા પરની એક નાનકડી ચિરાડમાં ભરાઈ ગયો. આ તકનો લાભ લઈ આ લૂંટારાઓ રાજા પર તૂટી પડવાની તૈયારીમાં હતા, ત્યાં



પાછળથી છએક જેટલા જુવાનિયાઓ આવી પહોંચ્યા ને રાજાની મદદે ચડયા. તેમણે પાછળથી લૂંટારાઓ પર હુમલો કર્યો. લૂંટારુઓ પાછા ફરીને પોતાનો બચાવ કરવા ગયા, એટલે રાજા બચી ગયો.

જ્યારે જ્યારે રાજા આવી રીતે છૂપે વેશે નીકળતો ત્યારે તેના ખાસ અંગરક્ષકો રાજાથી છેટે છાનામાના તેની પાછળ ચાલતા હતા. એ અંગરક્ષકો પણ હવે તો પહોંચી ગયા. ગુંડાઓ સપડાઈ ગયા. અંગરક્ષકોએ તે તમામને સહેલાઈથી પકડી લીધા.

રાજા પેલા છ હિમ્મતબાજ જુવાનોની બહાદુરી જોઈને ખુશ થઈ ગયો. એ બધાને ખબર નહોતી કે આ રાજા છે ને પોતાના જ રાજાનો



જાન બચાવીને તેમણે રાજ્યની સેવા કરી છે. રાજાએ તે બધાને શાબાશી આપી ને આગ્રહ કરીને રાજમહેલમાં લઈ ગયો.

આ જુવાનો દૂરનાં ગામડાંઓમાંથી આવ્યા હતા. તે બધા એક જ ધર્મશાળામાં ઊતર્યા હોવાથી એકબીજાના ભાઈબંધ બની ગયા હતા.

બીજે દિવસે સવારે આખા નગરમાં રાતના બનાવના સમાચાર ફેલાઈ ગયા. દરેક નગરવાસીને ખૂબ જ આનંદ થયો. છ જુવાનિયાઓની બહાદુરીથી પોતાના લાડીલા ને સદ્‌ગુણી રાજાને ઊની આંચ ન આવી, ને દુષ્ટ હુમલાખોરો સપડાઈ ગયા, તે જાણી બધા પેલા છ જુવાનિયાઓનાં વખાણ કરવા લાગ્યા.

રાજા જ્યારે દરબારમાં પધાર્યા, ત્યારે પેલા છ યે જુવાનોને ત્યાં હાજર કરવામાં આવ્યા. રાજા પોતાના સિંહાસન પરથી ઊઠીને આ બધાને વારાફરતી ભેટ્યો. પછી તેણે જાહેર કર્યું : "આ બધાએ મારા પર જે ઉપકાર કર્યો છે, તે બદલ ઇનામ આપવાની મારી ઇચ્છા છે. દરેક જણ પોતાના મનમાં જે કંઈ ઇચ્છા હોય, તે માગી લે. મારી સત્તા બહારનું કે ગજા બહારનું ન હોય, તેવું કોઈ પણ વચન હું પાળીશ."

છ જુવાનોમાં જે સૌથી મોટો હતો, તેનો વારો સૌથી પહેલો આવ્યો. તેણે થોડો વખત વિચાર કરીને કહ્યું, "મહારાજ, મારા મનમાં ઘણા વખતથી એક સારું ઘર મને મળે તેવી ઝંખના છે. જો બને તો મારી એ ઇચ્છા પૂરી કરો."

રાજાએ તરત જ રાજ્યના બાંધકામ ખાતાના ઉપરીને આ જુવાન માટે એક મહેલ જેવું મકાન બાંધવાનો હુકમ કર્યો.

બીજા જુવાનને ઉમરાવની પદવી મેળવવાની બહુ જ હોંશ હતી. રાજાએ તેને કેટલાએક ખિતાબો આપ્યા ને પોતાના દરબારનો એક ઉમરાવ બનાવ્યો.

ત્રીજાએ કહ્યું, "બાપુ, મારા ગામડાના લોકો શહેરમાં શાકભાજી વેચવા ને ખરીદી કરવા આવે છે. પણ અમારા ગામથી શહેર સુધીનો રસ્તો એટલો બધો ખરાબ છે કે લોકો બહુ જ હેરાન થાય છે; એમાં ય ચોમાસામાં તો બધા તોબા પોકારી જાય છે. મારી આપને એ અરજ છે કે એ રસ્તો સારો ને પાકો કરાવી દો."

રાજાએ આ વાત તરત જ સ્વીકારી લીધી ને વાહનવ્યવહાર ખાતાના ઉપરીને એ માટેના હુકમો આપી દીધા. રસ્તામાં આવતાં નદીનાળાં પર પુલો બાંધવા માટેની પણ એમાં જોગવાઈ કરી હતી.

ચોથાને પોતાની ઇચ્છા જણાવવાનું કહ્યું એટલે તે ઘડીક તો સંકોચ



પામીને મૂંગો રહ્યો. તેના મોઢા પર શરમના શેરડા પડ્યા. પણ પછી બોલ્યો, "બાપુ, આપ તો મારા પિતા જેવા છો. તો મારે માટે એક સારી કન્યા શોધી આપો." રાજાના વિદૂષકની એક સુંદર સુશીલ કન્યા હતી. રાજાએ આ કન્યા એ જુવાનને વરાવવાની વાત કરી. વિદૂષકે રાજીખુશીથી તેની હા પાડી.

પાંચમાને બિચારાને ખૂબ પૈસા મેળવવાની ધખના હતી. રાજાએ તેને સોનાથી ભરેલી થેલીઓ આપી.



હવે છઠ્ઠાનો વારો આવ્યો. તેણે અત્યાર સુધીમાં પોતાની માગણી વિચારી રાખી હતી. તેણે કહ્યું, "મહારાજ, મારી એક નમ્ર માગણી છે. આપ ને હું બેમાંથી એક પણ હયાત હઈએ ત્યાં સુધી આપ વરસમાં એક વાર મારે ઘેર મહેમાન થઈને આવો, એવું મને વચન આપો."

આ જુવાનની આવી વિચિત્ર માગણી સાંભળીને દરબારમાં બેઠેલા સૌને ખૂબ જ નવાઈ લાગી. કેટલાકને થયું કે આ જુવાન મૂરખ છે. રાજાને પણ આ માગણી ઢંગધડા વગરની લાગી. પણ રાજાએ પહેલેથી જ કબૂલ કર્યું હતું એટલે તેની આ વિનંતીનો સ્વીકાર કર્યો ને કહ્યું કે દર વરસે એક દિવસ ને એક રાત તે જુવાનને ગામ જઈ તેને ઘેર મહેમાન તરીકે રહેશે.

પણ આ વચનનો અમલ કરવા માટે રાજ્યના દરેકેદરેક ખાતામાં એકદમ કામગીરી વધી ગઈ. રાજા પેલાને ગામ મહેમાન તરીકે જાય તે માટે કેટલી બધી તૈયારી કરવી પડે?

પહેલાં તો રાજધાનીથી તે એ જુવાનના ગામ સુધીનો રસ્તો બરાબર પાકો ને ખાડાખડિયા વગરનો બનાવવો પડે. રાજાના રથને થડકા લાગે તે કેમ ચાલે? તરત જ બીજો સવાલ ઊભો થયો. રાજા કંઈ સાવ ઝૂંપડા જેવા ઘરમાં એક રાત ને એક દિવસ ગાળી શકે? એટલે રાજાના વસવાટ માટે શોભે તેવો એક મહેલ પણ ત્યાં બાંધવાનું નક્કી થઈ ગયું. ત્રીજો સવાલ તરત

જ એ ઊભો થયો કે આવો મોટો મહેલ આખું વરસ આ ગરીબ ને ઓછી આવકવાળો માણસ કેમ સાચવી શકે? ને આ રાજાના મોટા રસાલાની આગતાસ્વાગતા તે કેમ કરીને કરી શકે? આ માટે સોનાના થેલા ભરીને તેને પહોંચાડવાનું નક્કી થયું.

વળી આવા મોટા રાજ્યનો રાજા ગમે તેવા સામાન્ય માણુસનો મહેમાન થાય તે શોભે? એટલે આ જુવાનને અમીરનું પદ એનાયત કરવામાં આવ્યું. ને બીજા પણ મોટા ખિતાબો આપવામાં આવ્યા.

હવે એક મહત્ત્વનો મુદ્દો બાકી રહ્યો. રાજા જેવા રાજાની સરભરા કેમ કરવી, તે આ ગામડિયાને ને વળી પુરુષને કેમ ખબર પડે? તેમ કોઈ સામાન્ય સ્ત્રી પણ આવી બાદશાહી મહેમાનગતિ કેમ કરી શકે? એટલે કોઈ રાજ-કુટુમ્બની કન્યા એ જુવાનને પરણાવવાનું ઠરાવવામાં આવ્યું.

છઠ્ઠા જુવાનની નાની લાગતી માગણીનો ભેદ હવે સમજાયો. એણે પોતાંના પાંચે ય ભાઈબંધોની જુદી જુદી માગણીઓને એક જ માગણીમાં વણી લીધી, એટલું જ નહિ, પણ તેનાથી પણ કંઈક વધારે મેળવી લીધું!





## 6. વાતોનો વેપાર

એક વૃદ્ધ મુસાફર સાંજે એક ગામમાંથી પસાર થતો હતો. ત્યાં એક નાના ઘરમાંથી મધુર સંગીત તેના કાન પર પડયું. સંગીત એટલું બધું મીઠું હતું કે મુસાફર મુગ્ધ થઈને સાંભળવા લાગ્યો. ગાયન પૂરું થયું ત્યાં સુધી તે એમ ને એમ ઊભો રહ્યો અને તે પૂરું થયું એટલે તેણે ઘરમાં ડોકિયું કર્યું. તેણે જોયું કે ગાનાર એક સાવ નાની છોકરી હતી. મુસાફરે અંદર જઈને છોકરીનો વાંસો થાબડી શાબાશી આપી ને તેના હાથમાં એક સોના-મહોર મૂકીને જવા માંડયું.

છોકરીનો બાપ મોહન પાસે જ ઊભો હતો. આ અણધારી બક્ષિસ મળી તેથી તે ખૂબ રાજી થઈ ગયો. છોકરીના હાથમાંથી તેણે સોનામહોર લઈ લીધી ને પેલા વૃદ્ધને બૂમ મારીને કહ્યું, “એય, ઊભો રહે. જાય છે કયાં? સંગીત સાંભળ્યું તેની પૂરી કિંમત આપ્યા વગર કેમ જાય છે?”

વૃદ્ધે મોહન તરફ નવાઈ પામીને જોયું. મોહને કહ્યું, “જો ડોસા, મારી દીકરીના સંગીતની ફી દસ સોનામહોર છે. બાકીની નવ આપી દે. જલદી કર.”

વૃદ્ધ તરત જ સમજી ગયો કે મોહનભાઈ ઠગવિદ્યાના ઉસ્તાદ છે. પણ તેણે તો સાવ ભોળાભાવે કહ્યું, "ના, ના, સંગીતકારના ઉસ્તાદ પિતાશ્રી, તમારી ફી તો વાજબી છે. પણ શું કરું? મારી પાસે હવે સોનામહોર છે નહિ."

"તો તારી આ ટોપી આપી દે, સોનાનો હાર આપી દે, જોડા આપી દે," મોહને કહ્યું.

"ખરેખર જે માથામાં આટલી બધી અક્કલ ભરી છે, તે માથું ટોપીને માટે પૂરું લાયક છે. જે ડોકું આવું ભાગ્યશાળી મસ્તક ધારણ કરે છે, તેમાં સોનાનો હાર જ શોભે. પણ મિત્ર, આ ટોપી ને હાર સાવ જૂનાં થઈ ગયાં છે. તેનાં કંઈ નાણાં ઊપજે તેમ નથી. એના કરતાં મારે ઘેર જ ચાલોને. ત્યાં હું તમને નવીનકોર સો સોનામહોર રોકડી ગણી આપીશ. આ જે સોનામહોર હમણાં આપી, તે સાવ ઘસાઈ ગયેલી છે. જો મારી સાથે આવવા ધારતા હો તો એ જૂની સોનામહોર મને પાછી આપી દો."

"એકસો સોનામહોર!" મોહનની આંખ ફાટી. તેણે તરત જ હરખમાં આવીને કહ્યું, "તમારા જેવો ભલો આદમી બીજો કોઈ નથી. તમારું ઘર કેટલેક દૂર હશે? અરે! હજાર ગાઉ દૂર હોય તો ય શું થઈ ગયું? સો સોનામહોર માટે એટલું ચાલવું એ તો રમતવાત છે."

"ના રે ના, એટલું બધું ચાલવું પડે એમ નથી. માત્ર ત્રણ જ ગાઉ દૂર છે." વૃદ્ધે કહ્યું.

મોહને પેલી સોનામહોર પાછી આપી દીધી ને તે વૃદ્ધની સાથે સાથે સો સોનામહોર મેળવવાની હોંશમાં ચાલવા લાગ્યો.

મોહનનો ઉત્સાહ માતો ન હતો. તેણે કહ્યું, "એ સો સોનામહોરનું હું શું કરીશ, ખબર છે?"

"ના." વૃદ્ધે કહ્યું.

"હું એક એવો મોટો મહેલ બાંધવાનો કે રાજમહેલ પણ તેની પાસે ઝાંખો પડી જાય."

"એમ?"



"અને રાજા પાસે જઈને તેની કુંવરીનું માગું કરવાનો."

"પણ તમે તો પરણેલા છો ને તમારે એક દીકરી પણ છે." વૃદ્ધે કહ્યું.

"તે એમાં શું થઈ ગયું? હું બીજી વાર પરણીશ, ને તેય પાછી રાજકુંવરી."

"વાહ! ભઈ, વાહ!"

તેઓ નગરમાં પેઠા અને રાજાના મહેલના દરવાજા પાસે પહોંચ્યા. મોહને વૃદ્ધને કહ્યું:

"આ મહેલ તરફ કેમ જાઓ છો?"

"એ મારું ઘર છે." વૃદ્ધ બોલ્યો. મોહન વૃદ્ધ તરફ ઝીણી નજરે તાકીને જોઈ રહ્યો. તેણે તરત જ ઓળખી કાઢયો. તે રાજા જ હતો. તેણે વેશપલટો કર્યો હતો. એટલે પહેલાં તે તેને ઓળખી નહોતો શકયો.

મોહનની જીભ સિવાઈ ગઈ. રાજાએ અત્યંત શાંતિથી તેને કહ્યું, "હે બાલગાયકના મહાન પિતા, હવે તમે પાછા ઘેર જઈ શકો છો. તમારી પુત્રીએ મને તેના મધુર સંગીતથી પાંચ મિનિટ સુધી ખૂબ જ આનંદ આપ્યો. તેના બદલામાં મેં તમને પૂરા એક કલાક સુધી કેટલો બધો આનંદ કરાવ્યો? અરસપરસ આનંદની લેવડદેવડ થઈ ગઈ. એટલે આપણો હિસાબ ચૂકતે થઈ ગયો. વળી એથી વધારે આગળ ચાલીએ તો, જ્યારે તમે દસ સોનામહોરની લાલચ કરી, એટલે મારો આનંદ એકદમ ઓછો થઈ ગયો હતો. તેમ મેં પણ તમને એક કલાક આનંદ કરાવ્યા પછી હવે એમાં ભંગ પડે એવું પણ કરી આપ્યું. એટલે આપણો વાતોનો વેપાર સરખો થઈ ગયો કહેવાયને! હવે સિધાવો ઘેર."

મોહનભાઈનું મોં વીલું પડી ગયું. એક સોનામહોર મળી હતી તે ય ગઈ તેનો પસ્તાવો કરતો કરતો તે ઘેર પાછો ગયો.





## 7. સૌથી ઉત્તમ વર

સરયૂ નદીને તીરે એક તપસ્વી અને તેની પત્ની રહેતાં હતાં. એક ઝૂંપડીમાં તેઓ રહેતાં હતાં. તેઓ ઝાડની છાલનાં વસ્ત્રો પહેરતાં ને આસપાસનાં ગામડાંઓમાંથી મળતી ભિક્ષાથી પોતાનું ગુજરાન ચલાવતાં.





તેમને કંઈ સંતાન નહોતું. મુનિની પત્નીને એકાદ બાળક દત્તક લેવાની ઇચ્છા હતી. ઋષિ આવું બાળક મેળવવા માટે ગામડાંમાં ઘેર ઘેર ભટકતા હતા. પણ કોઈ પોતાનું બાળક દત્તક તરીકે આપવા તૈયાર નહોતું. કારણ કે ઋષિ બહુ જ ગરીબ હતા.

ઋષિ ગરીબ હતા એ વાત સાચી, પણ તેમની પાસે ચમત્કારિક વિદ્યા હતી. એક વાર તેઓ પોતાની ઝૂંપડીની બહાર બેઠા હતા ત્યાં માથા પર ઊડતા એક કાગડાની ચાંચમાંથી નાની ઉંદરડી નીચે પડી ગઈ. ઋષિની પત્નીએ તે ઉંદરડીને ઊંચકી લીધી, ને તેની સારવાર કરવા માંડી. પોતાના પતિને તેણે કહ્યું, “આપણને કોઈ પોતાનું બાળક દત્તક આપે તેમ નથી. તો પછી તમારી ચમત્કારિક મંત્રવિદ્યાથી આ ઉંદરડીને જ બાળકના રૂપમાં ફેરવી નાખો.”

મુનિ જરાક હસ્યા ને કહે, “ભલે જેવી તારી મરજી.”



મુનિ મંત્ર ભણ્યા ને કમંડલમાંથી પાણી લઈને તેની અંજલિ ઉંદરડી પર છાંટી. તે જ ક્ષણે ઉંદરડી એક રૂપવતી કન્યા બની ગઈ.

ઋષિનાં પત્ની તો એકદમ આનંદમાં આવી ગયાં. તેને બાથમાં લઈને ખૂબ લાડ કરવા લાગ્યાં. કન્યાને માટે માગીભીખીને પણ સારું સારું ખાવાનું લઈ આવતાં. કન્યાનું નામ તેમણે મૂષિકા પાડ્યું.

મૂષિકાબહેન તો દિવસે દિવસે મોટાં થવા લાગ્યાં. મુનિદંપતી તેને ઉછેરવામાં ને કેળવવામાં જરા ય ઊણપ આવવા દેતાં નહિ. કન્યાએ સાહિત્ય, ગણિત, નૃત્ય, સંગીત એ બધી વિદ્યાઓમાં કુશળતા મેળવી. કન્યા લગ્ન કરવાની ઉંમરે પહોંચી, એટલે મુનિ તેને માટે યોગ્ય વરની શોધ કરવા લાગ્યા. મુનિની પત્નીએ કહ્યું, "તમારી પાસે તો દૈવી શક્તિ છે. તમે એક નાની ઉંદરડીમાંથી આવી રૂપાળી કન્યા બનાવી. હવે એ જ વિદ્યાને જોરે પુત્રી માટેનો વર પણ શોધી કાઢો."

"જરૂર," મુનિએ કહ્યું, "તું કહે તો હું સૂર્ય ભગવાનને જ વિનંતી કરું. તે આપણી કન્યાને વરવા માટે તૈયાર થાય પણ ખરા."

"સાચેસાચ?" મુનિપત્ની તો આનંદમાં આવી ગયાં. "સૂર્ય આપણો જમાઈ થાય તેનાથી બીજું રૂડું શું? તમે કહો તો તેમ કરી બતાવો."

"તથાસ્તુ" કહીને મુનિ પોતાનાં નેત્ર બંધ કરીને ધ્યાન કરવા લાગ્યા. એકાએક સૂર્ય તેમની સામે આવીને ઊભો રહ્યો. મુનિએ પોતાની પુત્રીનો હાથ ગ્રહણ કરવા માટે વિનંતી કરી.

સૂર્યે કહ્યું, "તમારી પુત્રીને સ્વીકારવામાં મને વાંધો નથી. પણ તમારી પુત્રી મને પસંદ કરશે એની તમને ખાતરી છે?"

મુનિએ પોતાની પુત્રીને બોલાવી. તેને સૂર્યે કરેલી વાત કહી. મૂષિકાએ કહ્યું, "પિતાજી, તમે પસંદ કરેલ વર આમ તો ઘણો સારો છે. પણ તેનો પ્રકાશ ખૂબ જ આકરો લાગે છે. આથી વધુ સારો ને મોટો વર બીજો ન મળી શકે?"



મુનિને થયું કે સૂર્યથી મોટું તેમ બીજું કોણ હોય? સૂર્ય મુનિની મૂંઝવણ જોઈને બોલ્યા, "મારાથી પણ મોટું ગણી શકાય તેવું વાદળું છે. વાદળું આડું ઊભું રહે તો મારા પ્રકાશને સાવ ઢાંકી દે, એટલું જ નહિ, પણ પૃથ્વી પરથી કોઈ મને જોઈ ન શકે એ રીતે ઢાંકી દઈ શકે."

સૂર્ય ચાલ્યો ગયો. મુનિએ તરત જ મંત્ર ભણીને વાદળાને બોલાવ્યું. વાદળું સામે આવીને ઊભું. મુનિએ વાદળા પાસે પોતાની કન્યાને પત્ની તરીકે સ્વીકારવાની દરખાસ્ત મૂકવાને બદલે કન્યાને જ પૂછ્યું, "બોલ, આ વર પસંદ છે?"

મૂષિકાબહેને વાદળા તરફ થોડી વાર જોયું. પછી કહે, "આમ તો આ વર સારો છે પણ રંગે જરા શામળો છે. આનાથી વધારે સારો ને મોટો વર ન મળી શકે?"

મુનિએ વાદળા તરફ ફરીને પ્રશ્નસૂચક નજરે જોયું. વાદળાએ કહ્યું, "મારા કરતાં પણ વધારે સારો ને મોટો પવન ગણાય. તે ધારે તો મને આકાશમાં એક છેડેથી બીજે છેડે તગડી શકે છે."

વાદળું ચાલ્યું ગયું ને બીજી જ ક્ષણે પવનદેવ હાજર થઈ ગયા. મૂષિકાએ તેની સામે જોયું ને કહ્યું, "આ જુવાન તો સાવ ચંચળ ને અસ્થિર છે. આનાથી વધારે સારો ને મોટો વર બીજો ન મળે?"

મુનિએ આ સવાલના જવાબ માટે પવન તરફ જ જોયું. પવને કહ્યું, "મારા કરતાં વધારે જબરો પર્વત છે. મારી ગમે તેટલી શક્તિ હોવા છતાં પર્વત પાસે મારું કંઈ જ ચાલતું નથી. પર્વતને તમારી પુત્રી જરૂર પસંદ કરશે."

પવનદેવ ચાલ્યા ગયા, ત્યાં તો પર્વતરાજ હાજર થઈ ગયા. આ નવા ઉમેદવારને જોઈને મૂષિકાદેવી બોલ્યાં, "આ ઉમેદવાર આમ છે ઘણો મોટો પણ સાવ જડ જેવો લાગે છે. તેનામાં સ્ફૂર્તિ દેખાતી નથી. આનાથી સારો ને મોટો વર ન મળે?"

પર્વતે કહ્યું, "શું કામ ન મળે? તમે ઉંદરને જોયો છે? આખી દુનિયામાં એ એક જ એવું પ્રાણી છે કે જે મારા દેહને ભેદીને અંદર ઊંડે સુધી જઈ શકે છે. ઉત્તમ વરને ઝંખતી કન્યા માટે આવો આદર્શ પતિ બીજો નહિ મળે."

પર્વત ગયો ને મૂષકવીર પ્રગટ થયા. આ ઉંદરને જોતાં વેંત જ કન્યા બોલી ઊઠી, "પિતાજી, આ યુવાન વીર ખરેખર અદ્ભુત છે. આવા ઉત્તમ ને મહાન વરને મૂકીને આપ અત્યાર સુધી સૂર્ય, પવન, વાદળાં ને એવા ઉમેદવારોને મારી સમક્ષ શું કામ લઈ આવ્યા? આ જ પતિ સાથે લગ્ન કરવાની મને જલદી સંમતિ આપો."

મૂષિકાદેવી તથા મૂષકવીરનાં ધામધૂમથી લગ્ન થયાં. કન્યા પોતાનાં પાલક માતપિતાને છોડીને પતિને ઘેર રહેવા ઊપડી ગઈ.

મુનિનાં પત્ની નિસાસા નાખવા લાગ્યાં, "હાય, હાય. કન્યાને માટે ઉત્તમ પાત્ર મેળવવા માટે અમે કેટલી મહેનત કરી! અને આખરે કન્યાએ પોતાને ઉત્તમ લાગ્યું તે જ પાત્ર પસંદ કર્યું."





## ૪. ભાગ્યને ફેરવનાર રાજકુમાર

એક મોટા ગાઢ જંગલમાં કુમાર નામનો એક છોકરો પોતાની મા સાથે રહેતો હતો. આસપાસ માઈલો સુધી કોઈ વસ્તી નહોતી. જ્યાં જુઓ ત્યાં ઝાડ — ઓક, ચેસ્ટનટ, એલ્મ, બીચ — ની હારોની હારો નજરે પડતી હતી. આખા જંગલમાં ઝરણાંઓના ખળખળ અવાજો, પ્રાણીઓની ગર્જનાઓ ને પંખીઓના કલરવ સાંભળવા મળતા.

કુમાર કામે ચડવા જેવો મોટો થયો, ત્યારથી તે રોજ સાંજે જંગલમાં જુદી જુદી જગ્યાએ પ્રાણીઓને પકડવા માટેની જાળો બિછાવી આવતો. સવારે જુએ તો એકાદ જાળમાં એક કસ્તૂરી મૃગ અચૂક સપડાયેલું મળી આવતું. દૂર દેશમાંથી થોડે થોડે દિવસે એક વેપારી આવતો. તે આ હરણને લઈ જતો ને બદલામાં ખાવાપીવાની સામગ્રી, કપડાં વગેરે આપી જતો. કોઈ વાર તાડપત્ર પર લખેલાં પુસ્તકો પણ વાંચવા માટે આપી જતો.



કોઈ કોઈ વાર દૂર દૂરનાં ગામડાંમાંથી તેની ઉંમરનાં છોકરાંઓ ફળ, મૂળ ને મોર વગેરે પંખીઓનાં પીંછાં ભેગાં કરવા ચડી આવતાં. કુમાર તરફ તે બધાં છોકરાંને ખૂબ જ ભાવ હતો. એક દિવસ છોકરાંઓએ કુમારને કહ્યું, "અમને તારી સાથે રમવાનું, ભમવાનું, ગાવાનું બહુ જ ગમે છે, પણ તારી પાસે અમે રોજ તો ક્યાંથી આવી શકીએ? અમે તો ખૂબ છેટે રહીએ છીએ, ને વળી જંગલનો રસ્તો પણ બીક લાગે તેવો છે. તો તું અહીં આવા સ્થળે રહેવાને બદલે અમારી સાથે ગામડામાં રહેવા આવે તો કેવી મજા આવે?"

ભાઈબંધો ગયા પછી કુમાર તેની મા પાસે દોડી ગયો, "મા, આપણે અહીં જ શું કામ રહીએ છીએ? મારા બધા મિત્રો તો ગામડામાં પાસે પાસે રહે છે. આપણે પણ તેમની સાથે રહેવા જઈએ તો?"

તેની માતાએ ઘડીક તો કંઈ જવાબ ન આપ્યો, પણ કુમારે વારે વારે પૂછયું ત્યારે જવાબ આપ્યો: "આપણા ભાગ્યમાં કાયમને માટે અહીં જ રહેવાનું લખાયું છે. બહાર વસ્તીમાં રહેવામાં આપણા જીવનું જોખમ છે. આથી વધારે તને કંઈ જ કહી શકીશ નહિ."

"મા, મારે એ બધુંય જાણવું છે. મને માંડીને વાત કર." કુમાર કરગરવા લાગ્યો.

"બેટા, તું બધું સાંભળીશ તો ઊલટું તને વધુ દુઃખ થશે." માએ કહ્યું.

"ના, જરા ય દુઃખી નહિ થાઉં. તારી વાતો ગમે તેવી દુઃખ દે તેવી હશે, તોપણ હું ખુશમિજાજમાં રહીશ," કુમારે મક્કમ થઈને કહ્યું.

તેની મા ઘડીક કંઈ જ ન બોલી. પણ તેની આંખમાંથી આંસુની ધાર ચાલી. કુમારે નરમ થઈને કહ્યું, "મા, જો તને આટલું બધું દુઃખ થતું હોય તો પછી મારે તને વાત કહેવા આગ્રહ નથી કરવો."

પણ માએ કહ્યું, "ના, હવે તું મોટો થઈ ગયો છે. તું હવે બધી વાત જાણે તેવો વખત પાકી ગયો છે. બધી વાત જાણ્યા પછી તું વધુ સાવધાન થઈને રહીશ."

આટલું કહીને માએ પોતાની કથા કહેવાનું શરૂ કર્યું:

"બેટા, તારો જન્મ થયો તે પછી થોડા જ વખતમાં આપણે અહીં રહેવા આવવું પડયું છે. તારો જન્મ ક્યાં થયો તે તને ખબર છે? તને તો એ બધું યાદ ક્યાંથી હોય? તને નવાઈ લાગશે, પણ આપણે પહેલાં એક

મોટા રાજમહેલમાં રહેતાં હતાં. તારા પિતા આ દેશના રાજા હતા. તું તેનું એકનું એક સંતાન હતો. અને તારા પિતાની ગાદી ભવિષ્યમાં તને જ મળત. પણ આપણું ભાગ્ય વિફર્યું હતું.

"જે રાતે તારો જન્મ થયો, તે વખતે આખા નગરમાં આનંદઓચ્છવ થઈ રહ્યો હતો. હું તો ખૂબ જ થાકી ગઈ હતી, એટલે ઘસઘસાટ ઊંઘી ગઈ હતી. મધરાતે એકાએક હું જાગી. મારી બધી દાસીઓ પણ ઊંઘતી હતી. મેં આંખો ઉઘાડી તો એક તેજતેજના અંબાર જેવી એક આકૃતિ ઓરડામાંથી બહાર જતી મારી નજરે પડી. મને ખબર હતી કે બાળક જન્મે તે પછી તરત જ ભાગ્યદેવતા બાળકના કપાળમાં તેનું ભાગ્ય લખવા માટે આવે છે, ને લખીને ચાલી જાય છે. કહે છે કે ભાગ્યદેવતા કોઈને ખબર ન પડે એમ ભાગ્ય લખી જાય છે. પણ કોઈક વાર તે નજરે પણ પડી જાય છે.



"આ તેજસ્વી આકૃતિને જોઈને હું સમજી ગઈ કે આ ભાગ્યદેવતા જ છે. મેં એકદમ ઊઠીને તેની પાસે જઈ ઘૂંટણિયે પડીને તારા ભાગ્યમાં શું લખ્યું છે તે પૂછ્યું પણ તેણે કહેવાની ના પાડી પણ હું તેને પગે વળગી પડી ને તેને કહ્યું કે તમે મને નહિ કહો ત્યાં સુધી છોડીશ નહિ. આખરે મારી તેમને દયા આવી. પણ તેણે જે વાત મને કરી, તે સાંભળીને તો જાણે મારે માથે પથ્થર પડ્યો હોય એમ લાગ્યું. તેણે કહ્યું, "તારો આ બાળક આખી જિંદગી ગરીબ રહેવાનો.

"થોડા જ વખતમાં તારા પિતાનું અકસ્માતથી મૃત્યુ થયું. રાજ્યનો મુખ્ય દીવાન જબરો હતો. તારા પિતાને તેના પર વિશ્વાસ હતો. પણ દીવાનની

દાનત બગડી. આપણને બન્નેને મારી નાખવાનું તેણે કાવતરું કર્યું. સદ્ભાગ્યે મને તેની જાણ થઈ ગઈ એટલે હું તને લઈને છૂપી રીતે આ જંગલમાં નાસી આવી. આપણે ક્યાં છીએ તેની તે પ્રધાનને ખબર નથી. જો ખબર પડી જાય તો તો આપણને જીવતા ન મૂકે. એટલે હું તને જંગલની બહાર જવા દેતી નથી.

"ભાગ્યદેવતાએ મને એટલી ખાતરી આપી હતી કે તું ગરીબ રહીશ પણ ભૂખે નહિ મરે, કારણ કે તારા ભાગ્યમાં એવું લખેલું હતું કે રોજ રાતે તારી જાળમાં એક કસ્તૂરીમૃગ સપડાવાનો. કેટલાં ય વરસથી હું રોજ સાંજે જાળ પાથરી આવતી ને સવારે એક કસ્તૂરીમૃગ જાળમાં મળી આવતું. તું મોટો થયો ત્યારથી તારી જાળમાં પણ એ પ્રમાણે કસ્તૂરીમૃગ સપડાય છે. પણ આખી જિંદગી તારે આ રીતે જ ગાળવાની છે એ વાતથી મારું કાળજું કપાઈ જાય છે."

કુમારે આ આખી કહાણી એકધ્યાનથી સાંભળી. થોડી વાર વિચાર કર્યાં પછી તેણે મક્કમ અવાજે કહ્યું, "મા, તું એક વખત રાજરાણી હતી એ જાણીને મને કેટલું બધું દુ:ખ થાય છે? જે રાજમાતા થવાની હતી તેને આ રીતે જંગલમાં રહેવું પડે છે. મેં તો જંગલ વિના બીજી દુનિયા જોઈ નથી; એટલે હું તો ટેવાઈ ગયો છું ને તેનું મને દુ:ખ પણ નથી. પણ ભૂતકાળમાં પેલા નીચ પ્રધાને તારા પર જે વિતાવ્યું તે જાણીને મને કંઈનું કંઈ થાય છે. એ દુષ્ટના હાથમાંથી મારા પિતાનું રાજ્ય પાછું મેળવ્યા વગર મને જંપ નહિ વળે."

તેની માએ કહ્યું, "બેટા, એમ ઉશ્કેરાઈ જવાનો કંઈ અર્થ નથી. તારા ભાગ્યમાં લખાયું છે તે કોણ મિથ્યા કરે?"

"હું મારું ભાગ્ય પણ બદલી નાખીશ," કુમારે દૃઢ અવાજે કહ્યું. તેની મા પણ કંઈ બોલી નહિ.

કુમાર લાંબા વખત સુધી વિચારમાં ડૂબી ગયો. એકાએક તેનો ચહેરો ઉત્સાહમાં પ્રકાશી ઊઠ્યો. "મા, ભાગ્યદેવતાએ ચોક્કસ એમ કહ્યું છે કે રોજ રાતે એક કસ્તૂરીમૃગનો શિકાર મને મળ્યા કરશે."

"હા," માતાએ કહ્યું.

"ઠીક ત્યારે. ભાગ્યદેવતાને આ જ વાત પર મહાત કરવી છે." કુમારે કહ્યું.

તે સાંજે રોજની રીત પ્રમાણે દસ જાળો જુદી જુદી જગ્યાએ બિછાવવાને બદલે ફક્ત પાંચ જ જાળ તેણે બિછાવી. તેમ છતાં એક હરણ એક જાળમાં સપડાયેલું મળી આવ્યું, તે પછીને દિવસે તેણે માત્ર એક જ જાળ નાખી તો તેમાં પણ એક હરણ સપડાયેલું મળ્યું.

બીજે દિવસે સાંજે જમીન પર જાળ બિછાવવાને બદલે તેણે પોતાના ઝૂંપડા પર જાળ બિછાવી, તો સવારે ત્યાં પણ એક હરણ મળી આવ્યું.

તે પછી કુમારે એક ઊંચા તાડના ઝાડ પર જાળ બિછાવી. બીજી સવારે એટલે ઊંચે પણ એક હરણ જાળમાં ભરાયેલું મળી આવ્યું.





તે પછીની સાંજે કુમારે ફરી તે જ ઝાડ પર જાળ બિછાવી એટલું જ નહિ પણ નીચે ઝાડ ફરતું મોટું તાપણું સળગાવ્યું.

બરાબર મધરાતે કુમાર એકાએક જાગી ઊઠચો. તેને થયું કે પડખે કોઈ ખૂબ પીડામાં કણસતું હતું. આંખો ઉઘાડીને જોયું તો તેની સામે એક અત્યંત તેજસ્વી આકૃતિ ઊભી હતી. તેનું અડધું શરીર દાઝી ગયેલું હતું.

"તેં શું ધાર્યું છે, કુમાર? આટલે ઊંચે તેં જાળ બિછાવી તે તો ઠીક, પણ નીચે તાપ શું કામ કર્યો? આવું તોફાન તને કેમ સૂઝ્યું છે?" ભાગ્ય-દેવતાએ પીડાથી તૂટતા અવાજે કહ્યું.

"હું કંઈ તોફાન કરતો નથી. હું તો મારા પિતાના પ્રધાને કરેલા તોફાનને બંધ કરાવવા માગું છું. મારે મારું રાજ્ય પાછું જોઈએ છે." કુમારે દૃઢતાથી કહ્યું.

"પણ તારા ભાગ્યમાં તો ગરીબાઈ લખેલી છે." ભાગ્યદેવતાએ વિરોધ કરતાં કહ્યું.

"પણ તમે એક વાત તો મારા માટે નક્કી કરી છે કે રોજ એક કસ્તૂરીમૃગ મારી જાળમાં સપડાય. મારી જાળ હું મને ઠીક પડે તેમ નાખીશ. એ બાબતમાં તમારાથી વાંધો કેમ ઉઠાવાય?" કુમારે જવાબ આપ્યો.



“પણ તું જોતો નથી કે તને રોજ એક હરણ મળે તે માટે મારે ઠેઠ તાડના ઝાડ પર હરણ ચડાવવું પડે છે. આમ તે ક્યાં સુધી મારાથી થાય?” ભાગ્યદેવતાએ ફરિયાદ કરી.

“અરે હજી તો જોજો ને, જંગલમાં સૌથી ઊંચામાં ઊંચા ઝાડને શોધીને તેની ટોચે હું જાળ બિછાવીશ. નીચે તાપણું પણ કરીશ ને વધારામાં ઝાડના થડ પર સરસવનું તેલ લગાડીશ. પછી તમે શું કરો છો તે જોઈશ.” કુમારે બેપરવાઈથી કહ્યું.

ભાગ્યદેવતાએ નિરાશાથી નિસાસો નાખ્યો. તેણે થોડી વાર વિચાર કર્યો. પછી કહ્યું:

“તું પણ મારા માથાનો નીકળ્યો. તારું નિશ્ચયબળ જોઈને મને થાય છે કે તારું ભાગ્ય મારે નવેસરથી લખવું પડશે. જૂના લેખ ભૂંસીને નવા લખવા પડશે.”

તે જ રાતે ભાગ્યદેવતાએ કુમારના કપાળમાંથી જૂના લેખ ભૂંસીને નવા લખ્યા.

થોડા દિવસો પછી રાજ્યમાં બળવો થયો. પ્રધાનનું ખૂન થયું. કુમાર રાજધાનીમાં પહોંચી ગયો. રાજમહેલની ઘરડી દાસીએ તેને ઓળખી કાઢ્યો. રાજકુમારના પાછા આવવાના સમાચાર આખા રાજ્યમાં ફરી વળ્યા. પ્રજાજનોએ એકી અવાજે તેને રાજા બનાવીને ગાદીએ બેસાડ્યો.





## 9. બે છોકરીઓ ને કમળ

એક ત્રણસોએક ફૂટ જેટલી ઊંચી ટેકરી પર એક સુંદર પુરાણું મંદિર હતું. એક ઘરડો ને ખૂંધવાળો પૂજારી તે મંદિરની પૂજા કરતો. મંદિરમાં એક અત્યંત સુંદર મૂર્તિ હતી. ઉષા અને લલિતા નામની બે છોકરીઓ ત્યાં રોજ આવતી ને આ મંદિરના પૂજારીદાદા સાથે વાતો કરતી અને મંદિરની મૂર્તિની રંગબેરંગી સુગંધી ફૂલો વડે પૂજા થતી તે ધ્યાનપૂર્વક જોતી હતી.



લગભગ રોજ આ બન્ને છોકરીઓ વહેલી સવારે ટેકરી પર ચડતી. માર્ગમાં આવતાં બરાસનાં વૃક્ષોનાં ઝુંડ વચ્ચે સંતાકૂકડી રમતી જાય. આ કલબલ સાંભળીને ઝાડ પર સૂતેલો હોલો અરધી ઊંઘમાં ચિડાતો ચિડાતો બોલી ઊઠતો, "આ કાબરો અત્યારમાં કલબલ કરી મૂકે છે ને મારી ઊંઘ બગાડે છે." એકાદ ખિસકોલી ઠેકડા મારતી ત્યાંથી નીકળે છે ને આ બે છોકરીઓને જોઈને કહે છે, "વાહ રે વાહ! આ છોકરીઓ વળી મને સંતા-કૂકડીની રમત શીખવવા આવી છે." એકાદ પીળા રંગનું ફિદ્દી માથા પરથી ઊડતું ઊડતું બોલી ઊઠતું, "આજકાલની છોકરીઓ તો જુઓ! મારા પીંછાના રંગનાં ફરાક પહેરીને મને ચીડવવા નીકળી છે!"

પણ આખી કેડી પર બન્ને બાજુએ રંગબેરંગી ફૂલો આ છોકરીઓને જોઈને હસી ઊઠતાં ને ડોલી ઊઠતાં. ગુલાબી, ભૂરા, પીળા ને જાંબુડિયા રંગની લીલા ત્યાં જામેલી હતી. ફૂલો ધીમે ધીમે આ છોકરીઓને કહેતાં, "ઓ લલિતા, ઓ ઉષા, અમને તમારી સાથે લઈ જાઓને! અમે મંદિરની પેલી મૂર્તિને શણગારીશું."

ઉષા ને લલિતા ખૂબ આનંદમાં આ ફૂલો ચૂંટતી. અલબત્ત ફૂલોની પાછળ પડેલાં પેલાં પતંગિયાં ખૂબ ચિડાતાં. બન્ને બહેનપણીઓ આ ફૂલો પૂજારીને આપતી. પૂજારી ઘડપણને લીધે આંખે ઓછું દેખતો હતો. પણ ફૂલોના સ્પર્શથી તે તેને ઓળખી કાઢતો.

તે મૂર્તિને ફૂલોથી શણગારતો અને છોકરીઓને કહેતો, "આ તો તમે જાસૂદ લાવ્યાં છો! વાહ, કેવું મજાનું! ઈશ્વર તમને આ ફૂલો જેવાં જ સુંદર





ને નિર્દોષ બનાવશે." ગુલાબનાં ફૂલ જોઈને તે કહેતો, "આ તો ગુલાબ લાવ્યાં છો, ખરું કે નહિ? ભગવાન તમને પ્રેમ ને શાંતિ આપશે."

એક સાંજે ઉષાએ પૂજારીને કહ્યું, "દાદા, હું પૂજા માટે કમળ લઈ આવું તો?"

"કમળ?" પૂજારી બોલી ઊઠયો. કમળ એટલે તો ફૂલોની રાણી. તે તો ભગવાનનું હૃદય. તમે જો ભક્તિભાવે ભગવાનને કમળ અર્પો તો તો તમે તેની સાવ પાસે પહોંચી જાઓ. તમે ઊંચી કોટિના માનવ બની જાઓ."

ઉષાને બહુ જ આનંદ થયો. તે નાચવા લાગી. લલિતાએ મૂંઝાઈને કહ્યું, "પણ તું કમળ ક્યાંથી કાઢીશ?"

ઉષા ભેદી રીતે હસી પણ તેણે જવાબ ન આપ્યો. લલિતાએ બહુ આજીજી કરી ત્યારે કહ્યું, "તને ખબર છે? આ ટેકરીની પાછળ એક જૂનું તળાવ છે. ત્યાં મેં એક કમળની કળી જોયેલી. આજે તે ખીલવાની. હું આવતી કાલે તે ચૂંટીને અહીં લઈ આવીશ."

"પણ એ તળાવની માલિકી તો મારા પિતાની છે." લલિતાએ વાંધો ઉઠાવ્યો.

ઉષાને આ વાત સૂઝી જ નહોતી. પણ તે મક્કમ રહીને બોલી, "તે ભલેને હોય. એ તળાવ પર તો કોઈ જતું જ નથી. કમળ તો ખીલીને પાછું કરમાઈ જવા આવ્યું હશે. અને કોઈનું ત્યાં ધ્યાન પણ નહિ હોય. એ કમળને ચૂંટવામાં કંઈ જ વાંધો નહિ."

"વાંધો કેમ નહિ?" લલિતા બોલી ઊઠી, "તળાવ મારા બાપનું છે."

"એટલે શું થઈ ગયું?" ઉષા પણ ગરમ થઈ ગઈ.

"એટલે એ કમળ ચૂંટવાનો અધિકાર મારો જ ગણાય," લલિતાએ કહ્યું.

તે સાંજે બન્ને બહેનપણીઓ છૂટી પડી, ત્યારે બન્નેનાં મોઢાં ચડેલાં હતાં. હાસ્યની લાલી તેના પરથી ઊડી ગયેલી હતી.

બીજે દિવસે હજી પ્રભાતના રંગો ફૂટતા જતા હતા, ત્યાં ઉષા તળાવ તરફ દોડતી દોડતી ઊપડી. દોડવાને લીધે તેના મુખ પરનો રંગ આછો નારંગી થઈ ગયો હતો. તળાવ નજરે પડ્યું, ત્યાં તો તેના આનંદનો પાર ન રહ્યો.





પણ તેમાં થોડી દુઃખની પણ છાંટ હતી. તેને એ જ વખતે લલિતા સાંભરી આવી.

પણ એકાએક તેનું હૃદય જાણે ધબકતું બંધ પડી ગયું. તેણે જોયું તો

કોઈ તળાવમાંથી બહાર નીકળતું હતું. તે લલિતા જ હતી. તેના હાથમાં કમળ હતું.

ઉષા ઝાડી પાછળ સંતાઈ ગઈ. લલિતા કમળ લઈને ઝડપથી ટેકરી ચડવા લાગી. આંખોમાં ભરાયેલાં આંસુ રોકીને ઉષા પણ છાની છાની તેની પાછળ જવા લાગી. પોતાની બહેનપણીની દગલબાજી જોઈને તેનું મન ખાટું થઈ ગયું હતું.

પૂજારી કુંડમાં નાહીને પૂજા માટેની તૈયારી કરી રહ્યો હતો. ત્યાં લલિતા તેની સામે આવીને ઊભી રહી.

"કોણ?" પૂજારી પૂરું જોઈ શકતો નહોતો એટલે પૂછ્યું.

"એ તો હું. હું પૂજા માટે કમળ લઈ આવી છું."

"કમળ?" પૂજારીના મુખ પર આનંદ છવાઈ ગયો. "શાબાશ! હું તારું નામ લઈને એ કમળ મૂર્તિ પર ચડાવીશ. તું ઉષા છે ને? મને બરાબર દેખાતું નથી, એટલે ઉષા ને લલિતાને ઓળખવામાં ગોટાળો થઈ જાય છે."

લલિતાએ કંઈ જવાબ ન આપ્યો. ઉષા સંતાઈને ઊભી હતી, ને ડોકિયું કરીને આ જોઈ રહી હતી. તે પોતાનાં આંસુ ન રોકી શકી.

"તું ઉષા છે ને?" પૂજારીએ ફરી પૂછ્યું. તરત જ લલિતાએ જવાબ આપ્યો, "હા, હા, ઉષાનું નામ લઈને આ કમળ મૂર્તિ પર ચડાવજો, હોં દાદા."

"ના," ઉષાએ પાછળથી બૂમ પાડી, "પૂજારીદાદા, એ તો લલિતા છે. તે કમળ લઈ આવી છે."

"પણ એ ફૂલ શોધી તો તેં કાઢ્યું ને? હું તો માત્ર તે ચૂંટી આવી, એટલું જ." લલિતાની આંખમાંથી પણ આંસુ વહેતાં હતાં ને તેના કોમળ ગાલને ભીંજવતાં હતાં.

"પણ કમળ હતાં તો તારી માલિકીનાં ને?" ઉષાએ કહ્યું.

"એથી શું થઈ ગયું?" લલિતાએ કહ્યું.

"એટલે એ ફૂલ ચડાવવાનો અધિકાર તારો ગણાય ને!" ઉષાએ કહ્યું.

પૂજારી આ મીઠી તકરાર સાંભળી રહ્યો હતો. "તમે ચિંતા ન કરો. હું જ્યારે ભગવાનને આ ફૂલ ચડાવીશ, ત્યારે તમારાં બન્નેનાં નામ લઈશ. ભગવાન તમારા બન્નેના પર આશીર્વાદ વરસાવશે. તમે બે ય ભગવાનને સરખાં જ વહાલાં લાગવાનાં. તમે બન્ને સારાં માનવી બનવાનાં."

લલિતા ને ઉષા પાછાં ટેકરી ઊતરવા લાગ્યાં. બન્નેના મુખ પર આનંદ હતો. તે બન્નેને એમ લાગ્યું કે તેઓ પહેલાં કરતાં ઘણાં વધારે સારાં બન્યાં છે. તેઓ ટેકરી ઊતરતાં ઊતરતાં પહેલાંની જેમ જ નાચવા લાગ્યાં, ગાવા લાગ્યાં, ને પેલો હોલો વળી આ 'કાબરો'ના કલબલાટથી ચિડાઈ ઊઠયો.



Printed at Jupiter Offset Works, Delhi-110 032